# ललितादुःखदर्शक.

रचीने प्रसिद्ध करनार

रणछोडभाई उदयराम.



आवृत्ति छठी.

प्रति० १२,००० मु

मुंबई

सुबोधप्रकाश प्रेस.

संवत् १९५१ सन १८९५

मूल्य आठ आना.

# ललितादुःखदर्शक.

रचीने प्रसिद्ध करनार

रणछोडभाई उदयराम.

आवृत्ति छट्ठी.

प्रति० १२,००० मी.

मुंबई.

सुबोधप्रकाश प्रेस.

संवत् १९५१ सन १८९५

मूल्य आठ आना

## गीति.

वण मळवे, मन मळतां,

बंधायो स्नेह आपणो झाझो;

पछीं मळतां, बहु वधतां,

रहेल छे ते सदा सरस ताजो,

एवा स्नेही मारा

दामोदरना सुत हरिलाल भेला,

हुं रणछोड जणावुं

प्रीति ग्रंथार्पण करीने अचल.

# પ્રસ્તાવના.

નાનપણમા લગ્ન કરવાની આપણા લોકોમાં ચાલ પડી ગઇ છે, તેમા વળી, કેહેવાતાં કુલીન ઘર ખોળવા જાયછે, તેથી કરીને, સારા વરને નઠારી કન્યા, ને સારી કન્યાને નઠારો વર મળેછે, કેમકે સારા નરસા ગુણ ઉપર લક્ષ આપવુ જોઈયે, તેને બદલે માત્ર નામના કુળ ઉપર લક્ષ આપવામા આવેછે જેમકે, સારા ગુણનો કોઇ વર હોય, પણ તેનુ કુળ જરા નીચુ ગણાતુ હોય, તો તેને પસંદ નહિ કરતા, ગમે તેવા પણ, નામના જ કેહેવાતા આવેલા કુલીન ઘરના વરને પસંદ કરેછે. વળી, છેક નાનપણમા લગ્ન થાયછે, તેથી ગુણ અવગુણ બરોબર જણાઇ આવતા નથી, તેને લીધે ઘણા દંપતિ દુઃખ પામેછે, તેના દાખલા આપણને હજારો મળી શકેછે.

લલિતાદુઃખદર્શકની રચના એજ વિચાર ઉપરથી કરી છે. લલિતાને યોગ્ય વર મળ્યો હોત, તો એમા લખ્યા પ્રમાણે તે બિચારીની દુર્દશા થાત નહિ માટે જો માતાપિતા અને સગાવાહાલાને કન્યાનું સારૂ જ ઈચ્છવુ હોય, તો તેમણે એકલા કેહેવાતા કુલીન વરને માટે ફાફા નહિ મારતા, ગુણી વરસાથે તેનુ લગ્ન કરવુ. આ કરતાં વળી, તેને પસંદ પડતા યોગ્ય વરસાથે લગ્ન કરવા દેવુ એ તો ઉત્તમ છે આવો લાભકારક ધારો જેમ પ્રસરતો જશે, તેમ આપણી સંસારી સ્થિતિ સુધરશે, માટે સર્વે સમજુ મનુષ્યોનો ધર્મ છે કે એ ચાલ જેમ પ્રસરે તેમ, જેનાથી જેમ બને તેમ, યત્ન કરવો.

સંવત ૧૯૨૨, પોષ.

---

## આવૃત્તિ છઠ્ઠી.

મુબઈ ગઝેટ પ્રેસમા કરાવેલી અચલમુદ્રાની તકતિયો તેમણે ગાળી નાખીછે તેથી આ આવત્તિ નવી કરાવીછે. અને તેમા મુબઇ ગૂજરાતી નાટક મંડળીના વ્યવસ્થાપકોની સૂચના ઉપરથી કેટલાક ગાયનોનો વધારો કરચો છે તે સાથે યોગ્ય સુધારો પણ કરચો છે

જેઠ વદિ. ૫ સંવત્ ૧૯૫૧.

૨૦ ઉ૦

---

# ललितादुःखदर्शक

## पात्र.

દંભરાજ............ સ્નેહપુરનો કુલીન વ્યાપારી
કર્કશા..............તેની સ્ત્રી.
કજિયાબાઈ ......તેની પુત્રી.
નંદનકુમાર.........તેનો પુત્ર, લલિતાનો વર
છળદાસ ............નંદનકુમારનો મિત્ર
કુભાન્ડી ............છળદાસનો હેરક.
બુદ્ધિસાગર .........દંભરાજનો મિત્ર
ગુલાબ ............તેની સ્ત્રી.
પ્રિયંવદા ...........એક ગણિકા
ચંદ્રાવળી .........તેની બેહેન, કનકાપુરીની ગણિકા.
માળી . ..........નંદનકુમારની વાડીનો રક્ષપાળ.
જીવરાજ .. .........ચંપાનગરીનો મહા ધનાઢ્ય વ્યાપારી.
કમળા ... .......તેની સ્ત્રી.
લલિતા .........તેની પુત્રી, નંદનકુમારની વહૂ
પ્રભાવતી . ....લલિતાની સખી.
દાસી . ... . ..... પ્રિયવદા ગણિકાની
પંથીરામ . લલિતાનો બ્રાહ્મણ
પૂરણમલ ...એક જમાદાર, છળદાસનો મિત્ર
શિકારી ... .. પર્વતપુરીનો રાજા.
તેડાગર ............દંભરાજનો ગોર.

બીજી કેટલીક સ્ત્રિયો, ખારવા, બ્રાહ્મણ, રસોઈયો, મશાલચી, ઈત્યાદિ.

---

# ललितादुःखदर्शक.

## अंक १ लो.

### नान्दी.

( છોકરા નાચેછે અને ગાયછે. )

**ધનાશ્રી.**

પ્રભુ રીઝી સા'ય થજે જગરાય. પ્રભુ ટેક
કૂદી કૂદી બાળકો ફૂળ લેવા ધાય,
આવે નહિ હાથ, ન ખવાય પ્રભુ ૧
પ્રેરી મતિ સારી, દોષ દે સુધારી,
જાચી એમ ગુણ બાળ ગાય, પ્રભુ. ૨

( પડદો ઉપડેછે. )

( મુખ્ય પાત્રો સાથે ગાયછે. )

**પદ.**

વિનતિ ધરજો ધ્યાન, જન સહુ વિનતિ ધરજો ધ્યાન ટેક
નિરપરાધી બાળકી ઝાઝી, પામે પીડા અપમાન. જન૦ ૧
નામના કુળપર મોહી પડીને, દેવાય કન્યાદાન. જન૦ ૨
મૂર્ખ મળ્યે વર, સુખ ન પામે, શુ કરવુ ખાનપાન. જન૦ ૩
ગુણ જોવાના તે ન જુવે તો, દુ ખદરિયો નિદાન જન૦ ૪
જુવો લલિતાદુ ખદર્શકમા કેવો વર્ણ્યો છે ધાણ. જન૦ ૫
લલિતા પેઠે વનિતા વેઠે, ધરો તેના દુ ખ કાન. જન૦ ૬
અને ન એવુ લેવુ કરજો, જેથી રે' શોભા માન. જન૦ ૭

## प्रवेश १ लो.

### स्थळ, स्नेहपुरनी भागोळ.

પંથીરામ—(સ્વગત) ચપાનગરીથી નીકળ્યાને મને આજે પૂરેપૂરો એક મહિનો થયો, ત્યારે સ્નેહપુરની સીમની લગભગ આવી પોહોંચ્યો.

પણ આ તે સ્નેહપુરની સીમ હશે કે નહિ? પછવાડે એક નગર ગયુ, તેને પણ મેં સ્નેહપુરજ જાણ્યુ હતું જાણુ એમા નવાઇ નહિ, 'મનમા તે મો આગળ' ચાલી ચાલીને મારી હૂંશ નીકળી ગઇ; વળી થાક્યાના ગાઉ ઘણેરા, તેથી સ્નેહપુર આઘુ હોય, તો ઉછળીને મો આગળ પડે એવુ ચિંતવન કરતો હતો, તેવામા, જે દીઠું તેને સ્નેહપુર માની લઉં, એમા મારો દોષ નહિ હવે તો, આ સ્નેહપુર હોય તો બહુ સારૂ, પગે રસ ઘણો ઉતર્યો (પગ પપાળેછે) પણુ ચાલ રે, પ્રાણિયા, જરા આગળ. અરે! આજ તો મારાથી નથી ચલાતું, પગ પાકા ગુમડાના જેવા થઇ ગયા છે એમા કોઇનો વાક નથી, પણ મારો છે. લલિતાએ તો ઘોડારમાથી એક જલદ ઘોડો લેવા મને કહ્યુ હતુ, કહ્યુ હતુ તો ખરૂં, પણ તે મારી દાઝ જાણીને નહિ, પોતાના સ્વાર્થે માટે મનમા એવુ તો, જે ઘોડો હોય, તો વરને વેહેલો કાગળ પોહોચે બાઇને તો મહિનામાં જવાબ વાચવો હતો, ને બદા તો આ બેદા (થાક ઉતારવા હાથ પગ મસળેછે.) બેઠા તે આપણા બાપનું ને શુ ઘોડો આણ્યો હોત, ત્યારે આજ આટલે લગી અવાત કે? ક્યારનોય મને ફેરીને, પાછો લલિતાને ખબર કેહેવાને ગયો હોત, ને મારા તો સોયે વર્ષ પૂરા થયા હોત ચાલો, ઠીક થયુ જે એકલા આવ્યા, પણ ઉઠ રામ, બેશી રહે શી સિદ્ધિ? વેહેલા જઇયે તો કસાર ભેગા થઇએ. હા —(સાભળતા હોય તેમ) હવે તો ભાગોળની લગભગ છુ નોબત, ઢોલ, નગારાના નાદ, માણસોના અવાજનો ઘોઘાટ, અને કૂતરાનુ ભસવુ, એ સર્વે મારે કાને પડેછે વળી ધૂણીના ગોટેગોટ પેલા ઉંચા દેખાય! જો શેહેર બળ્યુ ના હોય, તો એમ હોય નહિ અરે! પેલી એક હવેલી આકાશમા ડોકિયા કરતી દેખાયછે ખરે, એ નંદનકુમારની હશે, અને હુ આવુછુ કે નહિ, તે એના ધણીની આજ્ઞાથી જોતી હશે ઘેર જેમ લલિતા તળેઉપર થઇ રહી છે, તેમ એ બાઇ પણ એક પગે થઈ રહ્યા હશે, એટલે એવી આજ્ઞા કરેસ્તો આજે તો આપણા માનનો પાર નથી નંદનકુમાર પાટલે બેસારીને પૂજા કરશે અરે, આ જમણા હાથ ભણી ઉંચુ દેખાયછે એ શુ વળી? એ તો બંગલા જેવુ જણાયછે. નગર અહિથી ઓછામા ઓછુ એક ગાઉ હશે, ત્યા સુધી તો, તરસ આપણાથી વેઠાવાની નથી. ગળુ છેક સૂકાઇ જવા આવ્યુ છે આ વાડીમા નક્કી કૂવો હશે ખરો પેલો ફૂલઝાડ સમારેછે તે વાડીનો માળી હશે, ચાલ રામ માહ (વાડીમા પ્રવેશ કરેછે)

---

# प्रवेश २ जो.

## स्थळ, नंदनकुमारनी वाडी.

**पंथीराम**—(प्रवेश करीने) वाहवा ! शी सुंदर वाडी छे ! आ बटमोगरो तो बहुज बेहेकी रह्यो छे अकेकु फूल गोटाना जेवडु मोटु, अने शोभायमान देखायछे एमाथी एक चूटीने सुंघु तो मगज तर करी नांखे एवु छे, लावने एक चूटु, बहाने कोण पूछनार छे. (चुटवा जायछे)

**माळी**—(दोडतो प्रवेश करीने) अरे भला माणस ! तुं कोण छुं ? अने कोनी रजाथी माहे पेठो छु हेठ नेकल वेहेलो, नहिकर हवणा जोवा जेवु थशे बापनी मता थई जे, पूछ्या गाछ्या वना, एकदम फूल चूटवा मडी जउछु ? जोह !

**पंथीराम**—भूल्यो बापजी, ले, आ रह्यु तारूं फूल, (तेने कान झालेछे ) हु दूर देशावरनो गरीब पथी छु, तरशे मरतो हतो, तेथी तारी वाडी जोइने आव्यो छु, ते एवी आशाथी, के तुं मने तारी वाडीनु निर्मळ पाणी पाइने टाढो करीश, ने तु तो माथु फोडवाने उभो थयो छु. मारा पाणी विना प्राण जायछे जो तारा दिलमा रामजी उतरे, ने पाउ, तो तारो मोटो पाड, नहिकर आ चाल्यो मारे मार्गे जीवतो रहीश, तो पाणी पारवनुं पीश

**माळी**—सीधे सीधु, ने वाके वाकु तुं नरम थइने बोलछ, तो हुं तने नडवानो नथी तारी मरजीमा आवे एटला फूल चूटी ले ने हेठ पछे मारी हाथे, हुं तने पाणी पाउं

**पथीराम**—आ एक फूल घणुए छे. चालो आपणे कूवे जइये (जायछे, ने पाणी काहाडी, पीधा पछी, कूवाना थाळामा बेसेछे, तबाकुनी डाबली काहाडेछे, अने चमची छोडी तबाकु कसेछे )

**माळी**—केम भाइ ! हवे तुं थडो थयो ? तारा देखाव उपरथी, तुं बहु धाभरो बनी गयेलो देखाउछु पण हवे तुं मने माडीने वात केहे, के क्यांथी, शा कारण माटे तुं अहि आव्यो छु.

**पंथीराम**—हवे हुं टाहाडो सीतळ थई गयो, एटले मारो सर्व वृत्तान्त कहुंछु, ते साभळ ( तेनो कान चीमळीने) कान राखजे काहानम, मन राखजे माळवे, ने शरीरनु आ डीमचुं तो अहि पड्युंछे, एटले काई चिन्ता नथी.

**માળી**—( હસતા ) અલ્યા, તુ તો કાંઇ મશ્કરો દેખાઉ છુ ઠીક થયુ જે તારો બેટો થયો, મને તારાથી ગમત મળશે જો તારે આ વાડીમા રેહેવુ હોય, તો હું ધાટ ઘડાવી આપુ઼.

**પંથીરામ**—ના રે, મારા બાપ ! ધાટ ઘડાયો, એટલે તો થઈજ રહ્યું તો. વળી મારે એક મોટુ સાલ છે, તેથી રેહેવાય એવુ નથી આજે કાગળ આપી, ઉત્તર લઇ, કાલે પથે પડવુ છે, તારે મારે આજની બે ઘડીનો સમાગમ છે.

**માળી**—એવડી ધાડાધાડ શી છે ? બેશ, હવણા તો જરા નીરાતે, ને કેહે મને, કોનો કાગળ, ને કોનો ઉત્તર લઇ જવાનો છે ?

**પંથીરામ**—ચ પાનગરીમા જીવરાજ કરીને એક મહાન્ વ્યાપારી છે, તેની પાસે અઢળક ધન છે, તેને એકની એક પુત્રી છે તે છેક નાની હતી, ત્યારે આ સ્નેહપુરના દ ભરાજ શેઠના ન દનકુમાર વેહેરે લગ્ન કરયુ હતું, પણ ત્યાર પછી તે આજ સુધી, કન્યાને સાસરે તેડી નથી—

**માળી**—( એકદમ વચ્ચે બોલી ઉઠછે ) અરે ! આ નંદનકુમારની જ વાડી છે, ને અત્યારે પોતે અહિ છે

**પંથીરામ**—ચાલો ત્યારે, બધી પીડા મટી ગઈ , મને તો અત્યાર સુધી ભ્રાન્તિ થતી હતી, કે આ દેખાયછે તે સ્નેહપુર હશે કે નહિ વળી, નગરમા અથડાવા જવુ મટયુ પણ ભાઈ ! હુ તો ભૂખ્યો છુ, અહિ ખાવાનું મળશે, કે નગરમા પાછો ધકેલશે ?

**માળી**—એની તુ કાંઇ ચ ત્તા કરેશ નહિ પરિયવદાને હારૂ રસોઇ કરવા એક રસોઈયો અહિ રાખ્યો છે, તેથી તારો ખાવા પીવાનો જોગ હવણા કરૂછુ હો વશા તો રસોઈ તૈયાર હશે

**પથીરામ**—(આશ્ચય પામીને ) પ્રિયવદા કોણ છે જે ? અહિ સ્ત્રી શી ! આ તો કાઈ નવાઇની વાત છે !

**માળી**—બધી વાત તારે પૂછવી નહિ, મારાથી કેહેવાય એમ નથી

**પંથીરામ**—જા, મારા ભાઇ, ત્યારે તું મારો ભાઇબ ધ શાનો ? તારે મારે સરત એટલી, જે મારે છાની વાત ઉઘાડી કરવી નહિ મારા સમ, કે તું મરૂ , જો ના કહુ તો. તું મરૂં, ત્યારે તો મારે રડવુ પડે

**માળી**—તું હમ ખાઉ છુ, તારે તને કહુંછુ, પણ ન દનકુમાર જો જાણે તો મને તરત નાળિયેર આપે; માટે બીજે કાને વાત જાય નહિ એની હંભાળ રાખજે, મારા ને રસોઈયા વના બીજુ કોઇ પૂરેપૂરૂં જાણતું નથી.

**પંથીરામ**—તારી ખાતરી થતી ના હોય, તો પાણી મૂકુ (જળ મૂકેછે.)

માળી—હવે મારી ખાતરી થઈ, આવ આધો એ પરિયવદા છે કને, તે કોઈક નગરની પાતર છે. રૂપરૂપનો ભડાર છે, તેથી નંદનકુમાર એના ઉપર મોહી પડ્યા છે એમના બાપની પાહે ઝાઝો પૈસો નથી, તેમ છેક ખાલી હાથના પણ નથી એમનામા એ મોટા કળિયા કેહેવાયછે, તેથી ખર્ચ વધારે રાખવો પડેછે દેશાવરના લોકો તો હવેલિયો ને બગલા જોઇને જાણુતા હશે, જે કોણુ જા ણે કેટલી બધી પૂ જી હશે, પણુ ઢમઢોલ ને માહ પોલ છે નદન તો પથ્થરના ભમરડા જેવા છે નાનપણુમાથી કુછદ લાગ્યો છે, તેથી બાપનાથી છાનું પારવાનું ઉડાવેછે પરિયવદા બધુ એમનું ખાઈ ગઇ, ને મને લાગેછે, કે, જો આમનુ આમ ચાલ્યુ, તો મારી ચાકરી પણુ જશે એ અહિયાથી ટળે, તો બહુ હારૂ થાય, ગડા એવી નઠારી છે, કે નદનકુમાર આટલું બધુ કરેછે, પણુ એની તો ગણુતરીમાજ નથી એમના ભાઇબધ પણુ એમના જેવાજ નઠારા છે. તેઓ પારવાનું એમનું ખાઈ જાયછે, અને તેથીજ કરીને રોજ રોજ પૈસો ઓછો થતો જાયછે દભરાજ ઉમરે પોહોચવા આવ્યા છે, ને એકનોએક છોકરો છે, તેથી જમ કરેછે, તમ કરવા દેછે એક બીજી છોકરી છે, પણુ છોકરા ઉપર જેટલું વાહાલ એટલુ છોકરી ઉપર શાનુ હોય ?

પંથીરામ—શિવ ! શિવ ! શિવ ! બિચારી લલિતાના તો ભોગ મળ્યા, એણે મહા ઉલ્લાસથી પત્ર લખી મને આપ્યુ છે, ને અત્યંત આતુરતાથી ઉત્તરની રાહા જોતી ત્યા બેઠી છે, ને ભાઈના કારસ્તાન તો અહિયાં આવા છે. એનો સમાસ અહિ કેમ થશે ? આનાથી એને સુખ ક્યાથી મળશે ? એ તો ગુલાબના ફૂલ જેવી રૂપગુણુની ભરેલી છે, તેનો ને આ ગમારનો યોગ કેમ ખાશે ? એમા આપણો ઉપાય નહિ. પણુ ભાઈ ! આ કાગળ મારે એને આપવો છે તેનું કેમ કરૂં ?

માળી—એમની પાહે તારાથી જવાશે નહિ, લાવ કાગળ, હુ જઇને આપી આવુ, ને કહીશ જે બામણુ આઈ છે.

પંથીરામ—( પાઘડીમાથી કાગળ કાહાડીને ) લે, આ કાગળ; પણુ તને કદાપિ વાર લાગે, માટે મારો ખાવાનો જોગ કરતો જા. લાડુ મળ્યા, એટલે આપણે બીજુ કાંઈ માગવાના નથી

( માળી, પંથીરામને રસોડામા ખાવાને બેસાડી આવીને ઉપર જાયછે. )

## प्रवेश ३ जो.

### स्थळ, बंगलानो मेडो.

**નંદનકુમાર, પ્રિયવદા અને તેના બે નાની છોકરિયો.**

**પ્રિયવદા.**

( રાગ પીલુ તાલ ધુમાળી. )

વા'લા વા'લા નદન પ્રિય મારા.
તમે છો વા'લા વા'લા રૂપાળા પ્રિયમારા—ટેક
લાગો છો લાલ રંગીલા ને રસીલા—વા'લા ૧
લટકાળાના લેહેકા સારા, લટપટ ઝટપટ મનહરનારા
જીવ જડાયા મારા ને તમારા—વા'લા ૨

**માળી**—( પ્રવેશ કરી, હાથ જોડીને ) શેઠજી ! આપને હાહરેથી આ કાગળ લઇને એક ભામણ આવ્યોછે ( કાગળ આપેછે )

**નંદનકુમાર**—( કાગળ લઈ, ગુસ્સે થઈને ) એને આ રેઠાણ કોણે બતાવ્યુ ? અહિ આવવાની કાઇ જરૂર તુતી

**પ્રિયંવદા**—( નંદનકુમારના હાથમાથી પત્ર લઈને ફોડતા ફોડતા ) માળી ! એ બ્રાહ્મણને નગરમા લઇ જવાની કાઇ અગત્ય નથી હવણા એને જવાબ લખી આપી વિદાય કરીશું કેમ નંદન ! ઠીક કે નહિ ?

**નદનકુમાર**—હા, પ્રિયદા, તમે કહ્યુ એમજ એને વળી જઇને શુ કામ છે? જવાબ લખવા જેવુ હશે તો લખીશુ નહિ તો મોડે કાહાવીશુ

**માળી**—શેઠજી ! એને ખાવા બેહારીને હુ આવ્યો છુ, એ મને કેહેતો તો, કે, મારે તો જવાબ લઇને ઉતાવળથી પાછા જવુ છે

**પ્રિયંવદા**—માળી ! તું ઘણો ડાહ્યો છુ જા, એની પાસે જઇને બેશ, પછીથી તને બોલાવીશુ. નદન ! આ માળી ઘણો સમજુ અને કહ્યાગરો છે, માટે આ મહિને એનો પગાર વધારજો

**માળી**—પરિયવદા ! તમારી તો મારા ઉપર ઘણી મેહેર છે (જાયછે )

**પ્રિયંવદા**—નંદન ! લો, આ કાગળ વાચો, એ તો તમારી પ્રિય સ્રીનો રાગમા લખેલો છે.

**નંદન**—આપણે કયે દાહાડે પાટલા ઉપર ધૂળ નાખેલી જે આવટે ?

**પ્રિયવદા**—જાઓ મારા શેઠ, એમા શુ છે, એ તો આ છોકરાય વાચે

છોકરાં—( ગાયછે ને નદન ભોસાગું જોઈ રેહછે )

• ( ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ. )

સ્વસ્તિીશ્રી સ્નેહપુર સ્થાન, શોભે સારૂરે,
જ્યા વસો અમારા પ્રાણુ ચિત્ત ચોરી મારૂં રે ૧

પ્રિય ! શુભોપમાને રે ચોગ્ય, પૂજ્યારાધેરે,
છો જી ચતુરશિરોમણી નાથ, ગુણુ સૌ સાથેરે ૨

ચઉદ વિદ્યાના રે જાણુ, શિરના છત્રરે,
મુજ પ્રિયપતિ નદનકુમાર, કુશળ છે અત્ર રે ૩

ચ પાનગરીથી લખિત ગ, લલિતા દાસી રે,
તમ વિયોગે રહે દિનરાત, બહુજ ઉદાસી રે ૪

પ્રિય ! બાળપણુામા રે પ્રીત, પરણ્યે થઇ છે રે,
એ તો આજ લગી મન માહ, એની રહી છે રે ૫

પ્રિય ! સારે હુતી હું છેક નાની બાળારે,
પણુ સમજીરે જ્યારથી નેહ, જપુ છુ માળા રે ૬

આજ જોયા તમારૂ મુખ, થયા બહુ વર્ષ રે,
તેથી જોવા શશિસમ મુખ, હ્દે છે હર્ષ રે. ૭

આણુ આવ્યાની રે વાટ, મે મસ જોઉછ રે,
બહુ વિત્યા હવે તેહેવાર, આશા ખોઈ છે રે ૮

હજી તમ અમશુ રે પ્રિયપ્રાણુ, પ્રસ ગ ન પડિયો રે,
તો ક્યાથી હશે કાઈ વાક, મનમા ઉતરિયો રે ? ૯

છે જી માતપિતા મુજ રાક, સ્વભાવે શાણુા રે,
તે ગાયછે તમારા ગુણુ, ઇચ્છે આણુા રે ૧૦

છે તેમનો કોઈ અપરાધ, કારણુ શુ છે રે ?
કરગરી ખુલાસા રે કાજ, દાસી પૂછે રે ૧૧

સૌ તમને રે જોવા કાજ, બહુ ઇચ્છેછે રે,
તેમા મારૂ મળવા માટ મન તલસેછે રે ૧૨

પ્રિય ! આજ લગી ધરી ધીર, શીખી ધરધધો રે,
તે સાથે રે વિદ્યાભ્યાસ, કીધો સ ધો રે ૧૩

જાણ્યુ ગુણીજન છે મુજ નાથ, વિદ્યાસાગર રે,
સાધી સૃષ્ટિનું સૌ જ્ઞાન, નિપજ્યા નાગરરે. ૧૪

પિયુ ! ડાબુ તમારૂ હું અંગ, અધૂરૂ હોઉં રે,
ત્યારે શોભીતી તમજોડ સાથ ન સોઉં રે ૧૫
તે માટે દિન ને રાત, રટણજ કીધા રે,
ઉપયોગી સર્વે શાસ્ત્ર, શીખી લીધા રે ૧૬
જે ઉલટી હશે રીતભાત, તમથી પ્યારારે,
ઝટ સુધારીશ મુજ પ્રાણ કરીશ નહિ ન્યારા રે ૧૭
નથી પાના રે પુસ્તક માંહ, મન મુજ રે'તું રે,
નથી નાનાવિધના રે સુખ, માની લેતું રે ૧૮
મુજથી નાની રે ઘણી બાળ, પિયુશું શોભે રે,
તે દેખીને મારૂં દિન, મળવા લોભે રે ૧૯
લો સખીને રે જે જે સુખ, દુઃખ તે મારે રે,
કોહોજી કોમળ હૃદયના કંથ, ટળશે ક્યારે રે ? ૨૦
થાય રટણ દિવસ ને રાત, અન્ન ન ભાવે રે,
જપાશે રે નંદનલાલ, આશે આવ્યે રે ૨૧
હું છું તમથી રે બહુ દૂર, આવું ઉડી રે,
જોઇ પંથ હું થાકી કંથ, રે' ન સબુરી રે. ૨૨
આ વિનતિ વાંચી મુજ પ્રાણ ! વેગે વળજો રે,
જાણો દાસીતણી જો દાઝ, આવી મળજો રે ૨૩
જો ભૂલ ચૂક કાંઇ હોય, મઝીને કે'જો રે,
મારા પ્રણામ સહસ્ર જ વાર, માની લેજો રે. ૨૪

**નંદનકુમાર**—ટાયલું પાર પડયું કે હજુ છે ? મ્હોટું ભૂંગળ ભટિયું જોઇનેજ મને લાગ્યું હતું જે પારવનું ચિતરેલું હશે, ને નીકળ્યું પણ તેમજ !

**પ્રિયંવદા**—અરે, ઘણો ભાગ તો મૂકી દીધો છે જો આ બધું એનુંજ લખેલું હોય, તો કોઇ ચતુર સ્ત્રી છે, એમાં સંદેહ નહિ મોરના ઈંડાં ચિતરવા નથી પડતા, પણ મને નથી લાગતું, કે તમારે ને એને મળતી રાશ આવે ' ડુંગરા દૂર થકી રળિયામણા,' કેમ સમજ્યા તમે ?

**નંદનકુમાર**—હા, હું બધું સમજ્યો મારે ને એને કોઈ દિવસ મેળ આવવાનો નથી એ મ્હોટાના ઘરની મારે માથે ચડી વાગે

**પ્રિયંવદા**—( હસતે મોઢે ) વાહ નંદન, અરે ! મારે અહિં ખુલાસો કરવો જોઇયે. હું તમને નંદનકુમારને આખે નામે બોલાવતી નથી, તેનું કારણ એજ, કે, મારા પોપટને હું ' કુમાર ' કહુંછું, કેમકે, પોપટ ' કુમાર '

કેહેવાયછે, માટે જો હું તમારા આનંદ પમાડનાર નંદન નામની સાથે 'કુમાર' શબ્દ જોડું, તો તમે પોપટ થઇને ઉડી જાઓ, તો પછી, ક્યા ખોળતી ફરું? વળી, તમારી બુદ્ધિ *મોભાગ્ર જેવી છે, એટલે હુ કહુંછું તે તરત સમજી જાઓછો, પણ તમે એને મોટાના ઘરની કોહોછો ત્યારે તમે શુ .કેમ છો ?

નંદનકુમાર—એના બાપ જેટલો પૈસો નહિ એટલુજ માતર, બાકી કુળમા તો અમે ચડિયાતા તો. જો હુ ધારૂ, તો એના જેવી બીજી પાચ આણુ

પ્રિયવદા—વાહરે, ફાંકડા, તમારા દેખાવથી તો ' આધળી બેહેડા ફોડે ' એમ છે, તો પછી તેમા કુળ મળ્યુ એટલે ના ભૂલતુ હોય તે ભૂલે, પણ ' આધળી બેહેડા ફોડે ' એનો અર્થ સમજ્યા કે નહિ ?

નંદનકુમાર—હા, હા, સમજ્યો અમારૂં તેજ એવુ, જે આધળીની આખ ઉઘાડે એજ કે બીજો ?

પ્રિયવદા—હા, એજ, પણ બેહેડુ ફૂટે તેનુ કારણ એવુ છે, જે તમારૂ આ કલેડાકાચના જેવુ તેજ, તેની આખમા ભભક લેતું ને પેસે, તેથી આખમા ઝળઝળિયા આવે, ને અજાઈ જાય, નેત્રામા વળી તમારૂ મો દેખે, તેથી મૂર્ચ્છા આવે, એટલે પાછેવાઇ પડી જાય વળી, મને લાગેછે, કે તમારા જન્મને દાહાડે સૂર્યગ્રહણ હશે. તે વિના તેજનો આટલો બધો ચળકાટ હોય નહિ, તેમજ, આટલી બધી બુદ્ધિ પણ હોય નહિ

નંદનકુમાર—(બહુ ખુશી થઇને) એમ કે ? તારે મને લાગેછે, કે તમારામા આટલું બધુ તેજ છે, ને બુદ્ધિ પણ પારવની છે, તેથી રાતનું ને દાહાડાનું બન્ને વેળુ હશે, તારે તમારો જનમ હશે

પ્રિયવદા—(મસ હસતા) તમારા જેટલો રૂપનો ભભકો મારામા નથી. તમે કદાપિ ખાપમા તમારૂ મો જોતા હશો, તેથી બરાબર જણાતુ નહિ હોય, હેઠળ ઉતાર્યું હોય તો હવણા ખબર પડે એવી વાતો હવે આપણે જવા દો. તમે તમારી વહૂને તેડવા ક્યારે જાઓછો ?

નંદનકુમાર—આપણે કાંઈ તેડવા કે મેડવા જવાના નથી, ચપાનગરી અહિથી ક્યા પડી છે ! વળી, એ લફૂરૂ વચ્ચે નડે ને કહિના કહિ કાવતરા કરે. આપણે તો તમારી મેહેરબાની જોઇયે

પ્રિયવદા—અમારી મેહેરબાની તો ઘણિયે છે, પણ તમારી નથી. પેલા હજાર રૂપિયા તો દાગીનામા રોકાયા, ને મારે મારી બેહેનને

* મોભાના છેડા જેવી ઝીણી—અર્થાત—જાડી

નગર જતુ છે, તેના ખર્ચે સારૂ બીજા° હજાર તમારી પાસે મગાવ્યા, તે હજુ સુધી આવ્યા નથી

**નંદનકુમાર**—તમારાથી મારે રૂપિયા વધારે નથી આ વાડીનુ ખત થવાની ઢીલ હતી, તેથી રૂપિયા મોકલાયા નહિ, ચાર દિવસ પછી મોકલીશ, પણ તમે જશો તો મને ગમશે નહિ.

**પ્રિયંવદા**—જઇયે નહિ ત્યારે શુ કરિયે ? અમારો ખર્ચ ભારે તે અહિ પૂરો થઇ શકતો નથી, માટે ગયા વિના સિદ્ધિ નથી

**નંદનકુમાર**—આ વાડીના પંદર હજાર રૂપિયા આવવાના છે, તેમાંથી પાચ હજાર એક જણને આપવાના છે, તે જતા બાકીના તમને આપીશ , કેમ હવે ઠીક કે નહિ ?

**પથીરામ**—( કમાડ પછવાડે સતાઈ રહી સાભળતો હતો, તે સ્વગત ) તારૂ નખોદ જાય રે નંદન ! •

**પ્રિયવદા**—ઠીક છે, ત્યારે વળી રહીશુ હવે મારે જવાનો સમય થયો માટે ગાડી મગાવો તમારી વહુને કાઇ પણ લખ્યા વિના ચાલે એવુ નથી, માટે લખજો, કે એક માસ પછી તેડવા મોકલીશુ બીજુ આડુ અવળુ કાઈ લખશો નહિ

**નંદનકુમાર**—બહુ સારૂ, તમારી મરજી છે, તો એટલુ લખીશ, પછી થઈ રેહેશે ( બાગિચેથી માળીને ) અલ્યા, મારી ! ઓ મારી ! ગાડી લાવ

**માળી**—તૈયાર છે સાપ

**પંથીરાજ**—( નીચે ઉતરી પડતા, એકલો ) ઠીક છે, લલિતા પાસે ગયા પછી તારી વાત

**પ્રિયવદા**—ગાડી આવી, લ્યો હવે હુ જાઉછુ પણ પેલા રૂપિયા મોકલવાને ભૂલશો નહિ હૂ છળદાસને તમારી પાસે મોકલીશ, તેને સુખેથી આપજો લો, સલામ છે હવે. તમારી વહૂનો કાગળ હુ લઈ જાઉછું, બીજી વાર મળશો ત્યારે પાછો આપીશ ( જાયછે )

**નંદનકુમાર**—( નિશ્વાસ નાખીને સ્વગત ) બાઇ તો ગયા. લાવ તારે, પેલો કાગર ગયડી કાહાડુ ( બાગિચેથી ) અલ્યા મારી ! ઓ મારો

**માળી**—આવ્યો સાપ ! ( પ્રવેશ કરેછે )

**નંદનકુમાર**—( ક્રોધયુક્ત ) સાપ, સાપ, કોને કેહેછે ? સાપ તારો બાપ, આણ્યા ( તેને લપડાક મારેછે ) જા, લાવ મારી લેખણપેટી.

**માળી**—( ગાળ પપાળતો ) ભૂલ્યો સાપ, ભૂલ્યો આ લાવ્યો.

( પેટી લાવી મૂકી જાયછે )

**નહનકુમાર**—(પેટી ઉઘાડી લેખણો તપાસતા ટેટકીકની કતો નખ ઉપર ફસકાવી નાખતા) એનો ઘડનારો મરે એનો (ફેંકી દેછે, ને છેવટે એક લેખણવડે ચળા કરતો કાગળ લખે છે) સને કાંઈ નહિ સ વ સ ત શ રી, રીને પાય કુડાળી-રી એ તો થયા સવશતશરી. ચં પા ન-ગ રી, મા, જેવી બા તેવી મા, મા ને કાનો માતર મો (મા) (જીભ કાહાડતો લખ્યાં જાયછે) બાઈ શરી-પચ બાઈ, બા, બને એક માતર કાનો બો (બા), ઇ, ઇને વરેડુ ઈ(ઈ) (લખ્યા જાયછે) જે-ગો-પા-ર; ર, (અટકી જાયછે) ચચ્ચાજીની ચોપડી, છજ્જો વધા પોદળો, જજ્જો જેર વાણિયો, ઝઝ્ઝારાની શેરી ખાઉ નઞો ભાટ ડુમેલો, મમ્માજીનુ માટલુ, ને રર્‌શાજીનો રોટલો, હા, હા, હવે સાભરયુ-એ તો થયા જે-ગો-પાર (લખ્યા જાયછે) નગ ૧, એકડે એકો, મેહેતાજીનો ભાગ્યો ઢેકો, ઢેકા ઉપર ધાણી, ને મેહેતાજીની વહૂ છે કાણી, એ એકડે એકો (લખ્યા જાયછે તે પૂરો થઈ રેહેછે એટલે) અલ્યા મારી! પેલો ભામણ આવ્યો છે તેને ઉપર મોકલ કાગર આપવો છે

**માળી**—હાજી, મોકલુ (પથીરામને મોકલે છે)

**પથીરામ**—(આવીને આશીર્વાદ દેતા) મહારાજ! તમારો જય થાઓ. ને બુદ્ધિ વધો (મનમા) શો કલેડાના જેવો ઊજળો!

**નહનકુમાર**—અલ્યા ભામણ! મારે સાસરેથી કાગર લઇને તુ આવ્યો છુ? જો એમ હોય તો કાગર લે (ધરે છે)

**પથીરામ**—(કાગળ લેતા) મહારાજ! હુ આવ્યો નથી, ત્યારે શું મારો બાપ આવ્યો છે કાય ત્યાના સમાચાર બમાચાર પૂછવા છે?

**નહનકુમાર**—બધા તા શુ કરેછે?

**પથીરામ**—ખાયછે ને ઉઘેછે પૈસાવાળાને ઘેર તે કાંઈ કામ હોયછે પણ—આ કાગળ હું કોને આપુ તમારી સાસુને?

**નહનકુમાર**—ના, જોજે એમ કરતો એ કાગર તો એને આપવાનો છે.

**પથીરામ**—ઓ મારા બાપ! મારી વહૂને તમે શુ કરવા લખો?

**નહનકુમાર**—મૂરખ, તારી વહૂની કોણ વાત કરેછે? હું તો એને આપવાનું કહુંછુ

**પંથીરામ**—આ હું એટલા માટે સમજતો નથી, જે મારી વહૂ ને કાઇ આપવાનું હોયછે ત્યારે હું એને આપજો એમ કહુંછું, ને તમે પણ એને અપાવોછો, ત્યારે મારે તે સમજવુ શુ?

**નંદનકુમાર**—એ કાગર તો અમારી ધરવારીને આપવાનો છે

**પ થીરામ**—હા, હવે સમજ્યો પ્રિયવદા,—જે તમારી ધરવાળી—તેને આપવાનો છે.

**નંદનકુમાર**—(ગુસ્સે થઇને) ના, ના, તેને નહિ, એની વાત તેં જાણી કે શુ ?

**પંથીરામ**—અમે તો બ્રહ્મદેવ, બધાની વાત જાણિયે જુવો–એ આજે અહિ આવી હતી ને હુ લલિતાનો–

**નંદનકુમાર**—(એકદમ વચ્ચે બોલી ઉઠેછે) હા, હા, એનેજ આપજે, જોજે ભૂલતો

**પ થીરામ**—પ્રિયવદાનુ નામ કેમ ભૂલાય, એ તો મારા કાળજામા કોરાયુ

**નંદનકુમાર**—જો પાછો ભૂલ્યો ખરો ? પિયવદાનુ તારે શુ કામ છે ?

**પથીરામ**—(પોતા । ગાલમા લપડાકો મારેછ) હા, હા, એ તો હુ ભૂલ્યો પ્રિયવદાનું મારે કામ નથી, તમારે છે. અમે બ્રાહ્મણ ભાઇ, ભીખ માગી ખાનારા, તે અમે વેચવાને વાડી ક્યાથી લાવિયે ?

**નંદનકુમાર**—(ચકિત થઇને) ખરે, તું તો બધુ જાણેછે વાડી પદર હજારે વેચવાનું સાટુ કર્યુ છે તે તે ભલુ જાણ્યું તો ?

**પથીરામ**—[ (સ્વગત) ઠીક, પદર હજારે વાડી પણ વેચી દેખાયછે ! (પ્રકાશ) ] અરે, હજુ તો હું જે જે જાણુંછુ, તે તે તમારે સાસરે જઇને કેહેવાનો છુ

**નંદનકુમાર**—જોજે ભાઇ, કાઇ કેહેતો જો તું કોઇને કહુ નહિ તો તને હું રાજી કરૂ

**પથીરામ**—ત્યારે એમ હોય તો આપો તમારા ગળાનો ગળચવો, હાથની પોહોચી, ને આગળીની વીંટી વાત બધી અહિ દાટીને જઈશ તે પછી કોઇને જડશેજ નહિ !

**નંદનકુમાર**—તારે ઠીક, તું તો મોટો દેવ છે (બધુ કાહાડી આપેછ)

**પથીરામ**—(ખુશી થઇને લેતા) બ્રાહ્મણને આપવુ તે કાશિક્ષેત્રમા વાવવુ હવે, લો બેસો, હું જાઉંછુ

**નંદનકુમાર**—પણ જોજે, પેલો, બીજી હવેલી ને વાડી વેચવાનો વિચાર ધાર્યો છે, તે કોઇને કહીશ નહિ, ને કાગર એના હાથમા આપજે.

**પંથીરામ**—હા, હા, હું સમજ્યો, એક હવેલીમા તમે રોહોછો, ને બીજી છે, તે પણ વાડીની સાથે વેચવાનું ધાર્યુ છે, તે હું કોઇને નહિ કહું કાગળ કોના હાથમા આપવો તે હજુ હું સમજ્યો નથી, પણ ઠીક છે, એને આપીશ.

**નંદનકુમાર**—રેહે તારે, તને નામ ખબર નથી તો હું મારી પાસે કેહેવરાવુ (માળીને બોલાવેછે) અલ્યા મારી! ઓ મારી!

**પંથીરામ**—(દાગીના લુગડામા લપેટતા) અરે, એનું શુ કામ હતુ, હું મારી મેળે જેનો તેને કાગળ આપત. ઘરેણાની વાત એને ખબર પડવા દેશો નહિ

**નંદનકુમાર**—ખરી વાત કહી, મારીને જાણવા નહિ દેઉં, પણ એને બદલે બીજાને કાગર આપુ તો ખોટુ, પેલો મારી આવ્યો, એ નામ કેહેશે

**માળી**—ચમ, મારૂ શું કામ છે.

**નંદનકુમાર**—પેલો કાગર બામણ પાસે છે તે એને આપવાનો છે, તે તુ નામ દે બામણ સમજતો નથી

**માળી**—(હસતા) પથીરામ! તમે એમ શું કરવાને કરોછો! કાગળ એમને આપજો

**નંદનકુમાર**—જા, જા, તું મૂરખ દેખાછ મારી વહૂ થાયછે તેથી હું નામ દેતો નથી, પણ તારી તો વહૂ નથી થતી? તારે તને નામ દેતા થાયછે શુ, જે, એમને આપજો કહુંછુ

**પંથીરામ**—મહારાજ, ખરી વાત કહી એને એમ કરીને બથાવી પડવાનો વિચાર હશે, માટે નામ નહિ દેતો હોય

**માળી**—જા, જા, મારા ભાઇ, અમથો ધમ પાચ્છેરી શુ કરવાને લેવરાવછ કાગળ એમની વહૂને આપજે

**પંથીરામ**—તારે બથાવી પડવાનો વિચાર નથી, ત્યારે તને નામ દેતા થાયછે શુ, તે કેહેની!

**નંદનકુમાર**—બામણ ખરી વાત કેહેછે, તારામાજ કપટ છે, એમ ન હોય તો તને નામ દેવાને શી હરકત છે?

**પંથીરામ**—(માળીને) બોલ ને બોલ, નામ દે ઝટ.

**નંદનકુમાર**—(ગુસ્સે થઇને તેને ધાવ મારેછે) અલ્યા હરામખોર! કેમ નામ દેતો નથી?

**માળી**—(ગાલ ચચવાળતો પથીરામને) પથીરામ! તું તો માથાનો મળ્યો મને નામ સાભરતુ નથી, માટે એક વાર પણ સાભળ્યા વના હું કહી શકવાનો નથી, ને તારો ને મારો અહિયાથી છૂટકો થવાનો નથી

**પથીરામ**—(નંદનકુમારે આડુ સહુજ જોયુ એટલે માળીના કાનમા) લલિતા.

**માળી**—એ કાગળ લલિતાને આપજે

**નંદનકુમાર**—એક આથી તારે કેવુ એકદમ નામ દેવાયુ!

પંથીરામ—મહારાજ, ખરી વાત કહોછો, ને હવે હું પણ નામ ભૂલવાનો નથી, આખી વાટ ગોખતો ગોખતો જઈશ. (જતા જતા)

લલિતા, લલિતા, લલિતા, ફૂટયુ તારૂ ભાગ્ય. (માળી સાથે જાયછે)

## प्रवेश ४ थो.

### स्थळ, माळीनी ओरडी

### પથીરામ અને માળી.

પથીરામ—અલ્યા માળી! તને કેવી એક ધોલ ખવરાવી છે!

માળી—તેં જો નામ કહ્યુ હોત નહિ, તો મારા પૂરા ભોગ મળત સેહેજ બાબત એવડી મોટી વધારી દેવાની તારે શી ગરજ હતી? તને આ નામ ખબર તુતું?

પથીરામ—વાત કરતા ભાઈનુ પાણી જાણી ગયો, એટલે ખાતરી કરી લેવા વાત જરા વધારો છેડી લલિતાને જઈને કહ્યું તો ખરો, જે, તારે માથે તો એક રત્ન વાગ્યુ છે!

માળી—તારે જો વધારે વાતચિત થઇ હોત નહિ, તો મારી વાત તારા માનવામા આવત નહિ પરભાર્યાને તો લાગે, કે એવુ મૂરખ માણસ કોઇ હોય નહિ, પણ ચોખડ ધરતીમા મારા શેઠના જેવા થોડા હશે! એ દાંણા જેટલી અક્કલ એમનામા નથી છળદાસ કરીને નગરમા એક લુચ્ચો માણસ છે, તેણે છળવાને પરથમ એમની ભાઈબધાઇ કરી, ને ઘણુ ખાઈ ગયો પરિયવદાનો છદ પણ એણેજ લગાડયો, બાકી ભાઇ તો કશામા હમજે એવા નથી હવે એમને એ છદ લાગ્યો છે, તે છૂટવાનો નથી આ વાડીમા કોણ જાણે કરોડો વાર જમણ કર્યા હશે એમના ભાઈબધ તેં જોયા હોય, તો એક પણ ભલુ માણસ મળે નહિ હાલમા હાથ જરા તાણમા હોય એમ લાગેછે પણ આ પરિયવદા ને છળદાસ હજુ વળગી રહેલા છે, તે હવેલીના તમામ નળિયા સુદ્ધાત વેચાવશે એમ મને લાગેછે

પથીરામ—ગરીબ બિચારી લલિતા! તારા શા ભોગ લાગેલા જે આવા વરની સાથે પાનું પડયું! (માળીને) ભાઈ! કાલે સવારમા હું મારે દેશ જઇશ અત્યારે તો નગરમા જાઉંછુ. અજાણ્યો થઇને નદનકુમારની હવેલી અને પ્રિયવદાનું ઘર તો જોઇ આવુ

માળી—પથીરામ! માયા રાખજે, ને લલિતા બાઈ આવે, તો તેની હાથે તું પણ આવજે, નહિકર તે બહુ દુખી થશે.

પંથીરામ—ત્યારની વાત ત્યારે છે હવણા તો રામ રામ
માળી—રામ રામ ( જાયછે )

# પ્રવેશ ૫ મો.

## સ્થળ, રાજમાર્ગ.

પથીરામ—( રસ્તે ચાલતા ચાલતા ) ( કાવ્ય અથવા રોળાવૃત્ત. )

વાહ વાહ રે શેહેર, સ્નેહપુર સારૂ શોભે,
ભવ્ય ભલો દેખાવ, દેખીને ચિતડુ લોભે ૧
શો કિલ્લો મજબૂત તોપ શી આવી રહી છે,
દેખી કપે કાય, ઘટા વળી સારી થઇ છે. ૨
લડવા કો બળવાનતણી હિમત નવ ચાલે,
મારે અધિકો માર, તોય પથ્થર નવ હાલે. ૩
શી ખાડી પોહોલાણુ ! પૂર પાણીનું ભારે,
માય કાગરા છાય, નિહાળુ હારે હારે ૪
શા જબરા આ દ્વાર, હાર ખીલાની આ શી !
શૂળી સમ દેખાય, હાથી તો નાસે ત્રાશી ૫
કશા થકી ન કપાય લાકડુ એવુ ભારે,
તે પર લોહોડુ ઘણુ જડયુ છે બન્ને દ્વારે ૬
ખાડી પર પાટિયા, પાથરયા એ પણ એવા,
ખેચી લેવા કાજ, કરયા છે સેહેલા કેવા ! ૭
[1]ગઢી વળી આ કરી, વાંક કેવો કીધો છે,
દરવાજાનો બધ, ઘણો જબરો લીધો છે ૮
લશ્કર આવી શકે કેમ આ વચમા પરતું ?
શી જબરી છે ભીત ! કામ કીધુ બહુ જરતું ૯
અસલ કામ આ ખરૂં નથી નકલ કીધેલી,
શી કડિયા ચતુરાઈ, મજૂરી બસ લીધેલી. ૧૦
શા રસ્તા વિશાળ, સડક શી સારી કીધી,
પગે ચાલવા કાજ, હાર બે બાજુ લીધી. ૧૧

[1] કોટનો વાંકિયો

એ મગ ફાનસ હાર, શોભતી દીસે સારી,
લોહસ્થભે રગીન બીરાજે જોતા ભારી ૧૨
વચ્ચે મનુષ્યાકાર પૂતળુ લોહનુ દેખુ',
મુખ ફાડેલું ઘણુ, પેટ ગાગરશુ' પેખુ ૧૩
લલાટ પર છે લેખ, પત્ર પાઠવવા કાજે[1]
પેટે તાળુ પડ્યુ શિવલિગ જેવુ રાજે ૧૪
ઘરની કેવી હાર, શોભતી સારી કીધી,
ઊંચી નીચી નહિ, નહિ વાકી, પણ સીધી ૧૫
આરસના ચકચકિત, શોભતા સરસ પગથિયા,
વસનારાના નામ, અક ઘરના કરી લખિયા ૧૬
ઝરૂખાનો શો તોડ, કઠેરા કીધા સારા,
'પીતલ લો' આદિક, વેલથી બહુ શણગારચા ૧૭
હાડી તકતા હારે, ઝુમર વચ્ચે ઝૂમેછે,
જળહળ જોતપ્રકાશ, માહ જાણે ઘૂમે છે. ૧૮
સર્વે સરખા માળ, બારિયો સરખી આવી
જડયા કાચ બહુ રગી, રૂડી શી ભાત પડાવી ! ૧૯
ગગન છાપરા ગયા, હાથ મૂકયા વણુ પાગે,
જોતા ઝટ પડી જાય, ડોક દુખવા તો લાગે. ૨૦
દૂરના જે દેખાય, રૂપા સરખા ઝળકેછે,
જ્યા ત્યા જોવા માહ, કાચ ધાતુ ચળકેછે ૨૧
પણે ઉભી કોઇ નાર, [2]ઝારી બે કરમા લઇને,
પાણી પથીને પાય, ધાર તો ઝીણી દઇને ૨૨
લાડુ ખાધા પાચ, તરસ લાગી છે ઝાઝી,
દોડી ઝટ ત્યા જઈ, કરૂ દે' મારી તાજી ૨૩

---

૧ લોકને ટપાલમા કાગળો મોકલવાને સુલભ પડે એટલા માટે, ઠેકાણે ઠેકાણે માણસના આકારના ધાતુના પુતલા ઉભા કરેલા, તેમના મો ફાડેલા રાખેલા તેમા કાગળ નાખે તે પોલા પેટમા એકઠા થાય, પછી ટપાલવાળો ઠરાવેલી વેળાએ તાળુ ઉઘાડી લઈ જાય

૨ દૂરથી નળમા થઈને પાણી આવે તેને સ્રીના આકારના પુતળામા પેસારવા ડાબા તથા જમણા પગમા પોલુ મૂકેલુ, ત્યાથી ઠેઠ હાથ સુધી પોલાણ રાખેલુ, એટલે ડાબે પગે પાણી ચઢે તે ડાબા હાથની ઝારીમા આવે, તે જમણા પગનુ જમણા હાથની ઝારીમા આવે. ઝારીને નાળે પેચ કરેલો તે ફેરવે એટલે ધાર થાય. રસ્તામા જતા આવતા માણસને પાણીની જરૂર હોય તો પેચ ફેરવી ઉપયોગ કરે, એટલે કોઇ સ્રી તેમને પાણી પાતી હોય એવુ દેખાય.

અરે, એ મારા બાપ ! છતી જાણે દેખુ,
પણુ ધાતુનો ઘાટ, ચતુરાઇ શી પેખુ ૨૪
અહિ થઇ રૈહી ઘરહાર, ગણુતરી પદર[1] થઇ છે
વચ્ચે આડો માર્ગ, પછીથી આગળ ગઈ છે ૨૫
આગળની પણુ એવી ફેર ને ફાર ન જાણુ,
બીજું સરખું બધુ, કાંઇ નહિ ભેદ પ્રમાણુ ૨૬
આડે[2] માર્ગે જતા, હાર ઘરએક પૂરની
તે પણુ સરખી બધી, કહુ શોભા શી પુરની ! ૨૭
ભૂલવણીનો ખેલ, ભેદ તે કયમ કરી ભાગે ?
નામ અક નવ હોય, તો નહિ પત્તો લાગે ૨૮
ધન્ય તાહરી માત ! યોજના જેણે કીધી,
કસર ન રાખી કાય, બાંધણી ઉત્તમ લીધી ૨૯
શો ગાડીઘોડાટ, ભીડ શી આવી ભારે !
હયનુ[3] આ શુ જોર, જાય કયા બધા અન્યારે ૩૦
દમરાજનુ નામ, અક ( ૯૪૫ ) નવસેં પિસ્તાળી
રેહે ઉભો તુ જીવ ! જાય કયા ઉંચુ ભાળી,

આ પ્રમાણે ચોટાની શોભા તો કોણુ જાણે કેવી હશે ! બીજુ પણુ રમુજી જોવાનું સારૂ હશે, પણુ શા કામનુ રાત થોડીને વેશ ઘણુા. મારે દભરાજના ઘરની ચરચા જોવી છે, તે ઘર તો અનાયાસે ચાલતા ચાલતા હાથ લાગ્યુ, પણુ પ્રિયવદાને પાછી ખોળવી છે માટે એક વાર અહિનુ તો પતવી દેઉં ( દભરાજના ઘરની ખાતરી કરી લીધા પછી માર્ગે જાયછે )

---

૧ પદર ઘર, એક હારબધ ને વચ્ચે ચોક, ત્યાર પછી પદર ઘરની બીજી હાર ને પછી પાછો ચોક, એ પ્રમાણે હારો હતી, તેથી જુદા જુદા ગાળા પડતા હતા, તે તમામ ગાળામા પાણી પાનારી સ્ત્રીનુ પુતળુ, ટપાલના કાગળ નાખવાનુ માણસનુ પુતળુ, ફાનસોની હાર આદિ સર્વે સમાન હતા

૨ આડે માર્ગે જઇયે તો પદર ઘરનો હાર જે ઉભો ચાલેલો તેટલા તમામ ઘરનો લબાઇ થઇ રેહેતી હતી, અને તેના પાછલા ભાગ અને બીજી પાછળની હાર વચ્ચે પાછો વિશાળ રસ્તો આવતો હતો

૩ ઘોડા.

# प्रवेश ६ ठ्ठो.

## स्थळ, दंभराजनी हवेली,

( દંભરાજ ચોપડા તપાસતો બેઠો છે. )

**પથીરામ** ( પ્રવેશ કરીને )

( સૈયા—એકત્રીસા )

દંભરાજ તુ દેવાશી નર, દિગંબર સરખી છે કાય,
તન તારો છે નગ્ના ઉપર, દુ ખ તેનાથી તુજને થાય,
પરણાવ્યો છે આથે એને, પૂર્વ ભણીને ભારે દેશ,
ગુણસાગર તે હશે વક્ર, ને વળી રૂપાળી બાળવેશ ૧
હવેલિયો એ હશે તાહરે, સાભળ શાણા મોટા શેઠ,
વાડીની તો શી કહુ શોભા તેમા લક્ષ્મી પેસે હેઠ
એ સર્વેનુ છઠ્ઠો કારણ, વિવેકથી વિચારો આપ,
મકર, કુભ ને મેષ ગણીને, સાચેસાચી મારી છાપ ૨
ભવિષ્ય એક ભાખીને જાઉ છુ લખી રાખજો મનની માહ
લગ્નાપરની વક્ર નહિ તેમ, વિઘ્ન થશે બહુ અહિ ને ત્યાહ
નહિ લેવા ને દેવા કાઈયે, અમે ચાલીશુ ઉભી વાટ,
ચેતાવુ તો પણ નહિ ચેતશે, ખર વેચાશે એવા ઘાટ

( જવા માડે છે )

**દંભરાજ**—અરે ભાઈ ! તમે કોઇ દેવ છો, અહિ પાછા આવો, તમને પ્રસન્ન કરીશુ

**પથીરામ**—અમે કોઇની આશા રાખતા નથી, અમારે કાઇ જોઈતુ નથી, પરોપકારને અર્થે આવીને તમારૂ ભવિષ્ય ભાખ્યુ

**દંભરાજ**—સારૂ, ત્યારે કાઈ લેશો નહિ, પણ અહિ આવો તો ખરા

**પથીરામ**—તમારો બહુ ભાવ છે ત્યારે આ આવ્યા કોહો, તમારે જે કેહેવાનુ હોય તે

**દંભરાજ**—તમે જે ભવિષ્ય કહ્યુ, તે ઉપર મારી ઘણી શ્રદ્ધા બેઠી છે હુ સાચેસાચુ તમને કહુછુ, કે મારી વૃદ્ધાવસ્થામા હુ ઘણો દુ ખી થયો છુ. એક દીકરી છે, તે બાળરાડ થઈ છે દીકરો એકનો એક, તેથી નાનપણમા જરા લડાવ્યો, એટલે હવે બહતો નથી નજરમા આવે તે કરેછે તમે નગ્ના ઉપર કહ્યુ, તે એનું નામ નદનકુમાર છે, ને છઠ્ઠા ઉપરનો નામ

વાળો કારણ છે, એવુ તમે કહ્યું, ને પણ બગમર છે છળદાસ કરીને એક એનો સોબતી છે, તેની સોબતથી બહુ બગડી ગયો. વેશ્યા ને જુગા રિયોને ઘેર જતા લજવાતો નથી, ને હુ ઠપકો દઉંછુ તો મરવાને ઉભો થાયછે, એટલે મારાથી બોલાતું નથી એની વહૂ હવે વેસમા આવીછે, પણ તેને તેડી લાવવાનુ મારૂં મન થતું નથી મોટા કરોડોપતિની તે દીકરી છે, તે અમારા ઉચા કુળે કરીને એને મળી છે, પણ અહિ આવે તો તેના ઘરના સોમા ભાગનુ પણ સુખ મળી શકે એમ નથી આ ભાઇની આવી રીતભાત જોઇને ઉલટો ભ્રમ ભાગી જાય, તેથી જાણુંછુ, જે ધૂળ નાખી, હવે આપણે ઘરડા થયા છિયે, તેથી ગત થઈ જઇયે તો પછી પછવાડે ગમે તે થાઓ, દેખવુ નહિ ને દાઝવું નહિ તમે આવ્યા તે પેહેલાં પણ મારા મનમા એજ વિચાર આવ્યા કરતો હતો હવે, તમે કોહોછો, તો એને તેડવા મોકલીશ પણ મારૂ માનશે નહિ, તો પછી મારો શો વાક ?

પંથીરામ—તમારાથી સમજાવાય એટલુ સમજાવજો, ને છળદા સની સગત મૂકાવજો અમારે તો કાંઇ સ્વાર્થ નથી, હવે અમે જઇયે છિયે

( જાયછે )

## प्रवेश ७ मो.

### स्थळ, प्रियंवदानुं घर

(પ્રિયવદા સૂતી છે.

દાસી—( પ્રવેશ કરીને ) બાઈ સાહેબ ! છળદાસ આવ્યા હતા, પણ આપ ઘેર ન હતા, તેથી પાછા ગયા છે ને કહ્યું, છે, કે, નંદનકુમારની વાડિયે જો મેળાપ નહિ થાય, તો પાછો આવીશ

પ્રિયંવદા—બહુ સારૂ, આજે મારા જીવને જગ સારૂ નથી, માટે ઠીક લાગે એવુ કાંઇ ગા

દાસી—આપને ચાનક લાગે એવુ ગાવ છુ

( રાગ બરવો ત્રિતાલ )

તુજ જીવ ગભરાયો રે અરેરે તુજ ટે૦
કરણી નઠારી ફળ સારૂં ક્યાથી મળે,
લોભ ન ધરાયો રે તુજ ૧
ધંધો લીધો તે નહિ સીધો જરિયે.
ત્યાગ ન કરાયો રે તુજ ૨

પ્રિયવદા—નિત્ય પ્રમાણે તારો બોધ તો ઠીક છે

દાસી—બાઈ સાહેબ! પેલુ કોઈ છળદાસના જેવુ આવેછે: બહુ ઉતાવળમા હોય એમ દેખાયછે

પ્રિયવદા—(બારીમાથી) હા, એજ, ત્યારે તો હુ એનુ સમાધાન કરીનેજ સુઈ રેહેવા જઈશ, એ ઉતાવળમા છે, એટલે એના ટાયલાનો પાર વેહેલો આવશે. અરે! કંઈ હાથ મારી આવ્યો હોય, એમ જણાયછે (ઉપર આવ્યા એટલે) આવો છળદાસ! આજ શી ખબર લાવ્યા છો? (દાસીને) દાસી, જા તુ કામે લાગ (દાસી જાયછે)

છળદાસ—(પ્રવેશ કરીને) અમારી પાસે રોજ રોજ કાંઈ પણ નવી ખબર હોયજ હોય.

પચીરામ—(અદર દાખલ થઈ જાયછે, અને પલગ નીચે લપાઈ જાયછે)

પ્રિયંવદા—(ખસારો લાગ્યો તેથી) બીજુ કોઈ તમારી સાથે આવ્યુ છે કે શુ? દાસી! ઉભી રેહે, જો દાદર પર કોણ છે?

છળદાસ—(દાસીને) અરે, શુ કરવા જાછ? મારી સાથે બીજુ કોઈ આવ્યુ નથી પ્રિયવદા! તમને માણસના ભણકારા ભલા વાગેછે તો!

પ્રિયંવદા—મારૂ શરીર આજે સારૂ નથી, માટે કોહો, વાત લાબી ચાલે એમ છે, કે વેહેલો પાર આવશે?

છળદાસ—મારી વાતથી તમને રોજ કાયરપણુ આવેછે, પણ નગદ માલ મારાથી મળેછે તો, આજે વળી એક યુક્તિ કરતો આવ્યો છુ.

પ્રિયવદા—ત્યારે તો આવો બેસો, આ ખુરશી ઉપર, હુ જરા આડી થઈને સાભળુ છુ

છળદાસ—તમે નદનકુમારને ત્યાથી ગયા, ને બે ઘડી થઈ હશે, એટલામા હું ત્યા જઈ પાહોચ્યો એની વહુએ બ્રાહ્મણ મોકલ્યો દેખાયછે!

પ્રિયવદા—હા, વળી તેણે કાગળ મોકલ્યો છે, તે આ રહ્યો મારી પાસે (તેને આપેછે)

છળદાસ—(નજર ફેરવી રહયા પછી) આ સાલ વચ્ચે મોટુ આવ્યુ એ આવશે તો પછી આપણું જોર ઓછુ થશે અરે અત્યારથીજ દેવાઈને, હવે શુ કેહેવાનુ રહ્યુ, બળ્યો આ કાગળ (પલગ નીચે ફેકી દેછે)

પ્રિયવદા—કેમ, વળી કાંઈ બન્યુ છે કે શુ?

છળદાસ—પેલા નદને ઉંધુ મારયુ છે જે માણસ કાગળ લઈને આવ્યો હતો, તેને બધી વાત ખબર પડવા દીધી, ને તે કોઈને કેહે નહિ

એટલાં માટે પોતાનુ પેહેરેલુ કેટલુક ઘરેણુ તેણે માગ્યુ. તે પણ આપ્યુ હવે એ બ્રાહ્મણ ત્યા જઈને કેહેશે, તો જોઇ લો પછી. એની પછવાડે મે એક મારો મોકલ્યો છે, તેને કહ્યુ છે, કે, એના ટુકડે ટુકડા કરીને ઘરેણુ પાછુ લાવજે

**પ ચીરામ**—(પલગ નીચે કપતા, સ્વગત) મારયો ગયો રે મારા બાપ! બાયડીને ચૂડો ભાગવાની વેળા આવી રે, મારી મા!

**છળદાસ**—વળી એક બીજુ જાણ્યુ કે? નદનકુમારની વાડિયેથી અમે ભેગા ગાડીમા આવ્યા, તે એમને ઘેર ઉતર્યા. દભરાજ હિ દોળાખાટ ઉપર બેઠેલા હતા, તેમણે અમને જોયા, એટલે મને તો ખૂબ દમમા લીધો, ને કહ્યુ, કે, આજ પછી જો નદનની સાથે તને જોઇશ, અથવા છાની રીતે એને ખોટી સલાહ આપીશ, તો દરબારમા દોસ્યા વિના રેહેનાર નથી નદનને પણ ઘણો તાપ દીધો

**પ્રિયવદા**—આ વાત તો ઘણી વરવી કદાપિ પેલો બ્રાહ્મણ દભરાજને મળ્યો હશે, ને તેણે કાન ભરચા હશે, નહિકર મારી વાત એના જાણવામા આવી છે, પણ આજ સુધી બોલ્યો નથી તમારી ગોઠવણ પ્રમાણે જો બ્રાહ્મણ પૂરો થયો, તો તો ઠીક છે, નહિકર પૂરી ફજેતી છે લલિતાએ જો વાત જાણી, તો એ એવી ચતુર જણાયછે, કે આપણા મૂળ કાપશે મને લાગેછે, કે, વાડી ને બીજી હવેલીના રૂપિયા આવે, તે લઇને બે ચાર મહિના આપણે કહિ જઈ આવિયે એટલી વારમા બધુ શમી જશે, ને પછી નદનનુ આપણે કાઈ કામ નથી, એટલે મારે ઘેર હુ પેસવા દઇશ નહિ, વાડી તો ત્યાગસોરી પરવારશે.

**છળદાસ**—હવેલી ને વાડીનો દસ્તાવેજ તૈયાર થયો છે વાડીના પદર હજાર આજે આવ્યા, તેમાથી પાચ હજાર નદને રાખ્યા, મે તો લેવાને ઘણો આગ્રહ કરયો, ને સમજાવ્યો, કે પ્રિયવદાને ખર્ચ બહુ ઉપડેછે, તે તમારાથી પૂરો થતો નથી, તેથી હવે રેહેશે નહિ, પણ એ કેહે, કે, પાચ હજાર રાખીને બાકીના લેવાને પ્રિયવદા ખુશી છે, ત્યારે પછી, મારો ઉપાય ચાલ્યો નહિ.

**પ્રિયવદા**—હા, એ વાત તો ખરી, બધુ આપણે તાણી લઇયે, ને બીજા લેણદાર એને સતાવે, તો ઉઘાડુ પડે પણ એ રૂપિયા ક્યા છે? ત્યારના કેહેતા કેમ નથી?

**છળદાસ**—શુ હુ બધા રૂપિયા ખાઈ જવાનો હતો? મારો તો જરા તમને વિશ્વાસ જ આવતો નથી. હુ ના હોઉ, તો તમને એક પાઈ મળે

નહિ. પેલા બ્રાહ્મણને મારવાને મારો મોકલ્યો છે, ને કાંઇ વાત ફૂટે, તો મારે રાત વેઠીને પોબાર ગણવા પડે, તમારૂ શુ જાય? જુવો, બાકીના દશ હજારમાથી મારા ભાગના પાચ હજાર મે રાખ્યા, ને પાચ હજાર તમારા રહ્યા તેનું સોનું લાવ્યોછુ, તે આ રહ્યું. (પાસલા છોડેછે.)

પ્રિયંવદા—રૂપિયા રોકડા લાવ્યા હોત તો શી હરકત હતી? તે દાહાડે તમે બે હજારનુ સોનુ લાવ્યા તે રાશી નીકળ્યું તેથી રૂ ૧૨૦૦) ઉપજ્યા આ ફેરે એવુ તો નથી આણ્યુ?

છળદાસ—જુવો, તમે સમજતા નથી રૂપિયા રોકડા લાવિયે ને વાત પકડાય તો ઘરનો દરબાર ઝાડો લેવરાવે. સોનું હોય તો ગમે ત્યા ગગડાવી દેવાય એનું એ હું તમને રેહેતા રેહેતા વેચી આપીશ, થોડુ રેહે તેનુ ઘરેણું કરાવજો પેહેલી વારના સોનાના ઓછા ઉપજ્યા તેનું કારણ તો એવુ, છે કે તે દાહાડે ભાવ ઘણો ઘટી ગયો હતો. નહિ તો મારા કામમા તે ફેર આવતો હશે? હવણા તો તમારા ગાદલા નીચે મૂકુછુ, સવારે ઠેકાણે કરજો (ગાદલા નીચે મૂકે છે, તે પથીરામ હળવે રહીને લઈ લે છે)

પ્રિયંવદા—ઘણુ સારૂ, પણ બ્રાહ્મણ નહિ પકડાય તો પછી આપણે શુ કરવુ?

છળદાસ—વટાણા માપી જવા—સાંભળો—વાડીનો કબજો હવણા કરાવવો બધ રાખ્યો છે પેલી હવેલીના રૂપિયા ત્રીસ હજાર ઠર્યા છે, પણ હાલ તેની પાસે નાણા પૂરા નથી, સાત દિવસનો વાયદો કર્યો છે, તે વાયદા ઉપર રૂપિયા લઇ, વાડી ને હવેલીનો સગાથે કબજો કરાવીશુ હવેલી ભાડે આપી છે, તેની ભાડાચિઠ્ઠી જાણી જોઈને નંદનકુમારના નામની કરાવી છે, એટલે એના મતાથી ચાલશે, નહિ તો વળી એના બાપનુ મતુ માગે, તો મહા પીડા થઈ પડે, તેથી આગળથી ચેતીને તેની સાથે ઠરાવ કર્યો છે. તે પણ ડબાયો ચપાયો બોલ્યો નથી, કેમકે, હવેલી આજે લઇને એ કાલે વેચે, તો એને પચાસ હજારમા એક પાઈ ઓછી ઉપજે નહિ, પણ આપણે શુ? વધારે લોભ કરવા જઇયે, તો સમૂળગુ જાય, તેથી જે આવ્યુ તે આપણા બાપનુ જુવો ત્યારે, એ ત્રીસ હજારમાથી મારા પદર હજાર રાખીને બાકીના પદર હજારમાથી એક હજાર રસ્તાની ખરચી સારૂ રાખીશુ, ને બીજાનું સોનું મંગાવીશુ; કેમ, ઠીક કે નહિ?

પ્રિયંવદા—છળદાસ! એમાથી ભાગ લેવો તમને ઘટતો નથી. પણ જાઓ હું વધારે કેહેતી નથી, વીસ હજાર મને આપજો.

છળદાસ—તે દાહાડાની વાત તે દાહાડે છે ઠીક છે, તમે જેમ રાજી થશો તેમ કરીશુ, બે હજાર વધારે લેજો મારે પેલા રૂપિયા ઠેકાણે કરવા છે એટલે હુ જાઉંછુ આજથી આપણે દશમા દિવસ ઉપર કૂચ કરવી, ને, તેજ દાહાડે નંદનને ચંપાનગરી વિદાય કરવો જો કાંઈ અડચણ હશે તો એના બાપની જ મારફત, કોઈની પાસે કેહેવરાવીને, બીજા કોઇને ચંપાનગરી મોકલાવીશુ

પ્રિયવદા—તમે જે ઠરાવ કર્યો તે મારે ગળે ઉતર્યો. તમને કેહેવું પડે તેમ છેજ નહિ બધી વાતની હવે સતાબી રાખજો, ને પેલા બ્રહ્મણનું જે થાય તે મને કહી જજો

પથીરામ—(ધ્રુજતા હળવે રહીને જતા) મોતના મુખમાથી છૂટયા

છળદાસ—ઠીક છે હુ કાલે તમારી પાસે આવીશ હવે રાત જવા આવી એટલે હુ જાઉંછુ

---

# अंक २ जो.

## प्रवेश १ लो.

### स्थळ, चंपानगरीमां जीवराजनी हवेली.

#### જીવરાજ અને કમળા.

કમળા—શેઠ ! સાભળોછો ? લલિતાએ તો પોતાના પંડિતને રજા આપી છે પાના પુસ્તક ઉપર હવે એનું મન જરાય નથી અહિં તહિં ગાભરી ગાભરી ફરતી જણાયછે ચાકરો જે અર્ધે શકુને એનું કહ્યું કરતા, તે બધા હવે એનાથી કંટાળી ગયેલા જણાય છે એની દાસી તો રોજ રાવ કરેછે તે કેહેછે, કે, હવે મારાથી લલિતા પાસે નહિ રેહેવાય તેને છિકતા છીંડા પડેછે, વિના કારણે ધમકાવેછે, ને સહજ વાતમાં સર્વે ઉપર ગુસ્સે થાયછે. મારી પાસે આવીને રોજ કાંઈ સારી સારી ચોપડિયો વાચતી તે પણ બધ કરયુ છે એ ને એની મેડી ભલી. વચ્ચે મેં ઘણી વાર તમને કહ્યું, કે, દંભરાજ શેઠને કાગળ લખો, જે તેડવા મોકલે, પણ તમે કહ્યુ, કે, હાલ એનો અભ્યાસ સારો ચાલેછે, ને ભણવામાં એનું ચિત્ત સારૂ ચેહુ છે, માટે ઉતાવળ કરવાની અગત્ય નથી. મને પણ એ વાત ગમી, ને જાણ્યુ જે દીકરી જે પાસે રહી તે ખરી. આપણે તો

ફરીફરીને એના સામુ જોઇને નજર ઠારવાની છે પણ હવે એ બહુ મોટી થઈ થોડુ વોડારમા, ને કન્યા સાસરે ગાજે મહિનો રેહેવા દીધા પછી કયા પાછી તેડાવાય એમ નથી ?

**જીવરાજ**—બધુ મારા જાણવામા છે પણ એના સ્વભાવમા ફેરફાર થયો છે તે મારા જાણવામા નો'તુ હુ જાણતો હતો, કે એ એની મેળે એનો અભ્યાસ કર્યા જાયછે, તેમા એકાએક વિઘ્ન પાડવાની એટલી બધી અગત્ય નથી, પણ હવે તો ગમે તેવો પણ રસ્તો કાહાડ્યા વિના છૂટકો નથી મારી ધારણા એવી છે, કે, હાલ બેચાર મહિના લલિતાને એને સાસરે રેહેવા દેવી, પછીથી, હુ ત્યા જઇને નદનકુમારની સાથે પાછી આણીશ દભરાજ શેઠ સમજુ છે, એટલે એ કઈ આનાકાની કરશે નહિ તેની દીકરી બાળરાડ થઇછે, તે તેની પુઠે ખાઇને બેશી રેહેશે, ને આપણે હવે છોકરાની આશા નથી અવસ્થા પણ થવા આવી છે, માટે નદનકુમારને વરજમાઈ કરીને રાખીશુ, તે ખાઇ પીને બન્ને જણ આનદ કરશે, તે દેખીને આપણો પણ આત્મા ઠરશે

**કમળા**—તમારો આ વિચાર તો મને બહુ ગમ્યો નદનકુમાર તો આપણે દીકરા તુલ્ય છે બન્ને છોકરા ખાઇ પીને કલોલ કરશે હવે, તમે ઉતાવળ કરીને દભરાજ શેઠના ભણી માણસ મોકલો

**જીવરાજ**—મને લાગેછે, કે, આ મહિનો ઉતર્યા પછી પથીરામને મોકલિયે, આગળ દીવાળી આવેછે, તેથી, કદાપિ જો કોઇ આવવાનુ હશે તો દશ દાહાડા સાર જણાશે કોઈ નહિ આવે તો, એ જઈ આવશે આઘાનો મામલો માટે હોશિયાર માણસ જોઇયે

**કમળા**—હવણા તો પથીરામ મારા જેવામા આવતો નથી લલિતાની તેહેનાતમા એને મૂકયો હતો, તેથી કદાપિ એણે કાઈ ધમકી દીધી હોય, ને આવતો બધ થયો હોય, તો કોણ જાણે એ જરા ટીખળી છે, ને લલિતાને એવુ ટીખળ હવણા કાઈ ગમતુ નથી, માટે અણબનાવ થયો હોય, એમ લાગેછે.

**જીવરાજ**—લલિતાની સ્થિતિ આવી બદલાઇ છે, તેવામા, એના હાથ નીચેના માણસો એનુ અપમાન કરી આજ્ઞા પાળશે નહિ તો એને ઘણુ માઠુ લાગશે, માટે કોઇને કાઈ અનકાર, કોઇને કાઇ પોશાક આપીને ખુશી રાખવા, ને જેની જેવી યોગ્યતા તે પ્રમાણે પગારમા પણ વધારો કરવો ઘટે, તો તે પણ કરવો પથીરામ રગ વર્તીને વાત કરે એવું માણસ છે, માટે જ મેં એને લલિતાના સ્વાધિનમા કર્યો છે

**કમળા**—લલિતાની મેડિયે હુ જાઉછુ, અને પથીરામ આદિલઇને સર્વેની તપાસ કરૂછુ

**જીવરાજ**—જા પ્રિયા જરૂર વે'લી, પુત્રીને રીઝાવવા
થાન આકળી જરાય, સીધી વાટ લાવવા,—જા પ્રિયા
શાન્ત થઇ વાત કરી, કે' તુ આહિ આવવા.
ક્રોધ ધરે ક્રોધ થતા, ચિત્ત દે ન ધારવા —જા પ્રિયા

**કમલા.**—જેમ રીઝે એમ વાત, હુ વિવેકથી કરી,
શાન્ત કરી સરસ રીત, રીઝવીશ દીકરી —જેમ
શીખવીશ રીસત્યાગ, ધ્યાન તો ધરી ધરી,
ચિત્તમા ઉતારવાને, કહીશ હુ ફરી ફરી —જેમ

## પ્રવેશ ૨ જો.

### સ્થળ, લલિતાની મેડી

### લલિતા અને કમળા.

**લલિતા.**— ( રાગપીલુ તાલ ઠુમરી )
જે નારી સારી સદ્‌ગુણી તે, શોભે સાસરવાસે રે,
માતપિતાથી જન્મ ધરીને, ભળી કે' પિયુની પાસે રે જે ટેક
પ્રિય વિણ તેને આ સસારે, સનુ સનુ ભાસે રે
પ્રિયથી વિખુટી તે પડવામા, તરફડી પળ પળ ત્રાસે રે જે૦
પણ અવળી છે અહિ ગતિ મારી, પતિવિરહથી પીડાતી રે,
સ્વામીસેવા સ્વપ્ને પણ નહિ, તેથી રહુ ચીડાતી રે, જે૦
તેમા તેના દર્શન થાતા, સુખ ન થતા દુ ખ પામી રે,
માટે ફરીને સ્વપ્ને મળજો, આ સુતી હુ સ્વામી રે જે૦

( પોતાની માને આવતી જોઈને ) કેમ માજી ! મારૂ કાંઈ કામ છે ? હુ જરા અહિ સૂતી છુ.

**કમળા**—( પ્રવેશ કરીને ) બેહેન ! અત્યારે કેમ સૂતી છું ? કાઇ અસુખ છે કે શુ ?

**લલિતા**—અસુખ તો એવડુ કાઇ નથી, પણ આજે મને દુ ખ-દાયક સ્વપ્ન આવ્યુ, તેથી મારો જીવ ભસ બળેછે ! ( મળમળી થાયછે )

**કમળા**—મારી બાપુડી. તને ખમા કરે, અકળાઇશ નહિ
( તેની ડોક છાતી સરસી ચાંપેછે )

લલિતા—માજી ! મારી છાતી ભરાઇ આવેછે જ્યાં સુધી સ્વપ્નની વાત ખુલ્લી કરીને કેહેવારો નહિ, ત્યાં સુધી હૃદયનો ભાર ઓછો થવાનો નથી માજી ! પાછલી રાત્રે મને સ્વપ્ન આવ્યું, કે, જાણે હું મારે સાસરે ગઇ ત્યાં પેહુલીજ રાત્રે, સંધ્યાકાળે કોઇ એક કાળ પુરૂષ આવ્યો, તેણે મારા વરને બાંધ્યા, ને લુગડાં ઘરેણાં ઉતારી લેવા માંડયા, મેં તે જોઈને ઘણું બુમરાણ કરયું, પણ પાસે હતા તેમાંથી કોઈએ આશ્રય આપ્યો નહિ, એટલે હું વચ્ચે પડી, પણ મારૂ કેટલું જોર ? કોરડા મારી, મારા વરને આગળ કસ્યા, ને મને કાંડે ઝાલી દોરી, મેં તેને ઘણું કહ્યું પણ વ્યર્થ ગયું છેવટે, એક મોટી ખાઈ આવી તેમાં મને ઢોળી પાડી, ને મારા વરને લઇને તે આગળ ક્યાં ગયો, તે મારા જાણવામાં આવ્યું નહિ. મને ત્યાં ઘણું વાગ્યું, ને કેટલીક વારે ભાન આવ્યું, એટલામાં તો આંખ ઉઘડી ગઈ

કમળા—બેહેન ! તું કાંઈ ચિન્તા કરીશ નહિ, એ તો તારા વરને ને તારે માથેથી વિઘ્ન ઉતર્યું, સ્વપ્નની વાત સાચી સમજવી નહિ

લલિતા—માજી ! મારા સ્વપ્નની ઘણી ખરી વાતો, કાઇ કાંઈ અંશમાં પણ, મળતી આવેછે, તેથી મને ઘણી ચિંતા થાયછે મારે સાસરે જવા વારો તો હજી સુધી આવ્યો નથી, એટલામાં આ શો ગજબ !

કમળા—બેહેન ! તું સમજુ થઇને બળાપો શું કરવા કરછ આપણી પેહેડીના પુણ્ય આગળ, તારા વરનો વાંકો વાળ થાય એમ નથી આજે તારા બાપની સાથે મારે તારા સંબંધી જ વાત થઈ હતી હું પથીરામની તજવીજ કરવા આવી છું, તે ઘણા દિવસથી જણાતો નથી, તેથી તારા બાપને ભ્રાન્તિ પડી, કે તેને કાહાડી તો મૂક્યો નથી ?

લલિતા—માજી ! મેં એને કાહાડી મૂક્યો નથી, મારી આજ્ઞાથીજ ગયો છે, તે આજ કાલ આવવાનો છે મારી દાસીને મેં એને ઘેર જોવા મોકલી છે આજે તો એ વાવ્યો ઉગવાનો કેમ માજી ! એનું તમારે શું કામ છે ?

કમળા—દીકરી ! તું હવે સાસરે જવા જેવી થઇછું, તે હું ઘણા દિવસથી જાણુંછું હજી સુધી કોઇ તેડવા આવ્યું નહિ, તેથી દશ દિવસ વાટ જોઇને, પથીરામને સ્નેહપુર મોકલવાનો તારા બાપે વિચાર કર્યો છે તારા બાપે કહ્યું છે, જે, લલિતાના બધા માણસોને રાજી રાખવા, તેમને લુગડાં લત્તા કે ઘરેણાં જે કાંઈ આપવા ઘટે તે આપવા, ને પગારમાં પણ વધારો કરી આપવો દીકરી ! તારી નજરમાં આવે તે પ્રમાણે તારા માણસોને તું આપજે, કોઈ વાતે અમૂઝાઇશ નહિ. તારાથી કશું વધારે નથી.

લલિતા—માજી ! હુ કાઇ અમૂઝાતી નથી. અરે, હું કેવી દુષ્ટ, કે નાનપણુમા પણ તને જપીને બેસવા દીધી નહિ, ને મોટપણુમાં પણ એવું એ. આજે તારૂ મુખ ઘણુ ઉતરી ગયુ છે, તે માત્ર મારેજ માટે માજી ! આવા તારા ગુણુની ઓશિ ગણુ હું ક્યારે થઈશ ? પણ તું જરા કલ્પાત કરીશ નહિ. સ્વપ્નની બીક મારા મનમાંથી ખસવા આવી છે.

કમળા—તુ વિવેકી છુ, એટલે મારે કાઇ કેહેવુ પડે એમ નથી જીવને ચેન પડતું ના હોય, તો જરા ઉંઘીશ એટલે શાન્તિ વળશે, માટે પાછી સુઈ જા, હુ જાઉંછુ	(જાયછે )

લલિતા—( એકલી સતી થતી ) પથીરામને તે રસ્તામા શુ થયુ હશે ? ( વેહેલા ગણીને ) આજે દોહોડ મહિના ઉપર નવ દિવસ થયા, પણ હજુ સુધી આવ્યો નહિ વાયદો વીતી ગયો કસુર કરે એવો એ માણુસ નથી દેહ, છે રસ્તામા હેરાન થયો હોય તો કોણુ જાણે, નહિકર એ તો વાવ્યો ઉગે એવો છે ( નીસરણીમા ધબકારા સાભળીને. ) પથીરામ ચડતો ત્યારે આવા ધબકારા વાગતા, ખરે, એ તો નહિ હોય ! ચાલ, હુ નિસરણીવાળા ઓર- ડામા જઇને જોઉં ( જુવેછે ) અરે પેલી પાઘડી દેખાઈ ! એ તો પથી- રામની જો, એ નીકળ્યો ખરો ?	( તે ઉપર આવ્યો એટલે )

" તારૂ ગોકુળ જોવાને આવ રે, મથુરાના વાસી "
એ રાગ—પરજ, અથવા ધન્યાશ્રી

મારા પથીરામ પ્રણુામ રે, સમાચાર શા લાવ્યો,
છે કુશળ ત્યા કલ્યાણુ કે, સમાચાર શા લાવ્યો—ટેક.
વાયદો તારો વીતિયોરે, રસ્તે થયો શુ હેરાન ?
કાગળ કુથે ન આપિયો કે, ભૂલો પડયો તુ રાન રે,	સમાચાર૦	૧
વીરા ! જોઈ તારી વાટડી રે, જાણ્યુ આવે એ તો આજ,
અધિરા ન આવડા કીજિયે રે, વીરા ! જાણિયે બેહેનીની દાઝ રે, સમા૦	૨
સસરો કરે શુ માહરો રે, સાસુનુ કેવુ શરીર ?
નણુદી નાનકડી શુ કરેરે, કેવા છે નણુદીના વીર રે ?	સમાચાર૦	૩
વધામણીમા લે વીરા રે, રગીન રાતી પાઘ,
શાલ તું લે સોહામણી રે, બીજુ જે જોઇયે તે માગ રે,	સમાચાર૦	૪

પંથીરામ—( શાલ પાઘડી બગલમાં મારી )	( દોહરો )

લલિતા ! લો આ પત્ર ને, વાંચો કરી વિચાર;
પછી કહું, પૂછ્યુ તમે, વાંચી જાણ્યો જે સાર

( કાગળ ધરેછે.)

**લલિતા**—( પત્ર આનંદસહિત લઈ, છાતી સાથે ચાપી, વાચેછે )

"સવસતશરી ચપાનગરી મોહા સુભથાને પૂજારાધે અનેક સરવે ઉપમા લાયક બાઈ શરીપચ બોઈ —જોગ ૧ રી સનેહપુરથી લા૦ શેઠી નદનકુમાર શેઠ દભરાજશેઠના જેગોપાર વાચજો, જત સમાચાર એક, પીછજો જે અતરે સરવે ખેમા ખુશલ છ, તમોરો ખેમી ખુશાલીનો કાગર નંગ ૧ ભામણુ નગ ૧ સાથે આવો તે વાચી સમાચાર સરવે જણ્યા છે વળી સભારીને લખજો

બોજુ તમોએ નિખુ જે, લાબા લાબી વાતોની રાગમા જે એમોને આણુ તેડવા આવીજો, પણ તેના જબાબમા જાણવું જે એમોને ઘ । ૧ ની પાણી પીવાની પણ નવરાશ છે નથી, માટે અમારાથી તમારા ભણી અવાય એનુ છે નહિ તે જાણજો બીજુ લખવા કોરણ એ છે જે, અમોથી અવાશે નહિ તેથી અમારી ભામણને માસ એક પછી મોકલીશુ, જરૂરા જરૂર મોકલાશુ તે જણજો, ફકરોચના કરશો નહિ કોમ કાજ લખેજો જોઈતુ કરતુ મગાવજો મિતિ ભાદરવા શુદી ૧ લા નદનકુમાર શઠ દસકત પોતે—

( નિશ્વાસ નાખીને ) અલ્યા પથીરામ ! આ એમણે પોતાને હાથે લખ્યુ છે?

**પંથીરા**—એવુ શા માટે પૂછવુ પડયુ ?

**લલિતા**—એ મારા કાન્ત–ધનાઢ્યના પુત્ર–એમને તો ઉત્તમ પ્રકારની કેળવણી મળી હશે, અને આ કાગળ તો રીતિ ગોખી નાખેલા કોઇ શીખાઉના હાથનો, કાચા અક્ષરથી અશુદ્ધ લખેલો છે પણ ( કાગળમા જુવેછે ) "લા નદનકુમાર શઠ દસકત પોતે" હવે ભ્રાન્તિ કેમ રેહે ? પણ નહિ, શીખાઉ છોકરો હોય તે એમ લખી જાય નક્કી એ એમનુ લખેલુ નથી "પૂજારાધે" શુ ! 'અનેક સરવે ઉપમા લાયક શુ ?" 'બાઈ શરી પચ બોઈ" કરીને લીટી શી દોરવી ! વળી શેઠના જેગોપાર શા ! કાગર શો, ભામણુ શો ! શઠ શા ? છટ, છટ, મારા પતિની શૈલી તે આવી હોય ? પથીરામ ! તું ટીખળી છુ તેથી ટીખળ તો કર્યુ નથી ?

**પથીરામ**—( હૃદય ભરાઈ આવ્યુ તેથી નીચે બેસી, લમણે હાથ દઈ નિશ્વાસ નાખી) અરેરે ! હવે મોરી વાત ગળે કેમ ઉતરશે ? મશ્કરીને માથે ખાસડુ જેને મશ્કરી કરવાની ટેવ હોય તેની સાચી વાત હોય તો તે પણ મશ્કરીમા જૂઠી ઠરે, તેને સાચુ દુઃખ હોય, પણ તે ઢોંગ ઠરે શિવ ! શિવ ! (ફરી નિશ્વાસ નાખેછે )

**લલિતા**—( તેની પાઘડી ઉપર હાથ મૂકીને તેનુ માથુ હલાવતા ) પથીરામ ! આ સમય આનાકાની કરવાનો નથી—ઝટ વાત કહી દેવાનો છે, "દુઃખ હોય પણ ઢોંગ ઠરે" એવુ તેં શા ઉપર કહ્યુ ?

**પથીરામ**—હું શુ એવો મૂર્ખ છુ, જે આવી વેળાએ ઉડાવતો હઈશ ? ત્યારે તમે "ટીખળી છુ, ટીખળ તો નથી કરતો" એમ શું કરવાને

કોહોછો ? દુઃખાએ કરીને આ મારા મો ઉપરથી નૂર ઉડી ગયુ છે તે તો જુવો ? તમારી બળતા હોય નહિ તો એવુ થાય ?

**લલિતા**—(હજી જે પથીરામના માથા ઉપર ઉભી રહેલી છે, તે તેની પાઘડી ઉપર હાથ મૂકીને) પથીરામ ! તું જેમ જેમ વાર કરતો જાછ, તેમ તેમ, મારામાં અધીરાઈ વધતી જાયછે, ને ભ્રાન્તિ પડેછે. તારૂ નૂર કેમ ઉડી ગયુ ? મને ગઇ રાત્રે ઘણુ નઠારૂ સ્વપ્ન આવ્યુ છે, માટે તુ કહી દે (તેની આમળોપાઘડી માહેલો કોઈ કાગળને અડી એટલે તે કાહાડી લઈને ઉકેલી જોતા) અરે ! આ શુ ? શો જુલમ ! મારો લખેલો કાગળ તુ પાછો કયાથી લાવ્યો ? નક્કી તારામાં કાઇ કપટ છે તુ ત્યા ગયો નથી, પણ બનાવટનો કાગળ લખાવી લાવ્યો છુ. જા, દુષ્ટ, તારૂ મો મને બતાવીશ નહિ (તેને લાત મારે છે)

**પથીરામ**—અરે ભગવાન ! આ તો ઉનટી પીડા થઇ ગુણના ભાઇ દોષ !

**લલિતા**—જા, દુષ્ટ, તુ કાળુ મો લઇને, મેં તને ભાવથી પાળ્યો, તારો પગાર બધા કરતા વધારે કરી આપ્યો તેના બદલામા તું " ગુણના ભાઇ દોષ" કેહેછે મેં તને મારૂ ખરેખરૂ ખાનગી કામ કરવાની આજ્ઞા કરી, પણ એટલુ તારાથી થયુ નહિ ? ને મારો કાગળ પાઘડીમા ખોસી રાખી, કોઇ છોકરાપાસે ઉત્તર લખાવી મને આપ્યો તુ તો સહજ કરવા ગયો, પણ આ એક ઘડીમા મને કેટલો બધો પરિતાપ થયો, તે તુ મૂર્ખ શુ સમજે ? મારા દિલમા જે ધાસકો પડયો છે, ને મને જે દુ ખ થયુ છે, તે મારૂ મન જાણે છે મારા પતિ એક અજ્ઞાન છોકરાની ઢબ પ્રમાણે કાગળ લખે ? શી વાત !

**પથીરામ**—(ઉભા થવા જાયછે એટલે બગલમાથી પોટલુ પડી જાયછે) તુ વળી બળતામા ઘી હોમવાને કયા પડછ ?

**લલિતા**—અરે, એ શાનુ પોટલુ છે, જોઉ ? (તેના હાથમાંથી ખુચી લેછે, ને માંથી ઘરેણુ નીકળ્યુ એટલે) સત્યાનાશ વળ્યુ ! તુ કોઈ મહા પાપી છે, માન ન માન, પણ તેં ઘોર કર્મ કર્યુ છે આ હીરાની વીંટી ભારે મૂલ્યની જણાય છે • પોહોચી પણ જડાવની કિંમતી છે આ ગળચવા પણ ભારે છે, વળી આ સોનાના પાસલા ! આટલા બધા !! અલ્યા દુષ્ટ ! તુ સાચેસાચુ કહી દે મારા પેટમા ફાળ પડેછે લોભથી તે મને સૂવારી દીધી હોય એવો વેહેમ જાયછે આ ઘરેણુ કોઇ દ્રવ્યવાનનુ છે તારે હાથે કયાથી આવ્યુ ને ઝટ કહી દે, નહિકર સિપાઇયોને નીચેથી બોલાવી હવણા તારી વલે કરાવુછુ

(જરા ધીમી પડીને) મને સ્વપ્ન આવ્યુ ના હોત તો આવો વેહેમ તારા ઉપર આવત નહિ

**પંથીરામ**—અરે, તમે મને બળેલાને, ને મહા પસ્તાવો કરનારને

આટલો બધો શુ કરવાને ડારોછો ? બનવાની વાત બની ગઇ છે, જેવો વિધાત્રીનો લેખ તેવુ નિપજ્યુ છે, એટલે, સાચેસાચુ કેહેવાને મારે આચકો ખાવાની અગત્ય નથી

**લલિતા**—પણ અલ્યા કસાઈ, તેં જો મને કહ્યુ હોત, તો તું ડટાઇ જાત એટલું સોનુ આપત, પણ ચાલ, બોલ આગળ

**પંથીરામ**—હુ હવે હાથ જોડીને તમને કહુછુ, કે તમે આમ આડુ આડુ ન સમજો

**લલિતા**—મારા વરનુ તે ઘરેણાની લાલચે ખુન કરયુ છે –

**પંથીરામ**—શિવ ! શિવ ! શિવ ! અરે ભગવાન ! તારા કોપવિના મારા ઉપર આવુ કલક આવે નહિ જેણે મને સારી રીતે પાળ્યો, તેનો પાડ માનવાને બદલે આવુ ઘોર કર્મ હુ કરૂ ? લલિતા, આવો આરોપ મૂકતા તમારી જીભ કેમ ઉપડેછે ? એક વાર તમે બધી મારી વાત સાભળો તો ખરા વચવેગળે હુંજ માર્યો જતો હતો, પણ તમારા પુણ્યપ્રતાપથી ઉગર્યો

**લલિતા**—ત્યારે શુ રસ્તામા ચોર મળ્યા, ને તેની મારામારીમા મારા વરને કાઇ થયુ કે શુ ?

**પંથીરામ**—તમે આગળ આગળ એવા કુતર્ક શુ કરવાને કરોછો ? એ તો એ જીવતો મુવો.

**લલિતા**—વાહ ! અલ્યા નાદાન ! તારી જીભ ઘણી વધી દેખાયછે તો ? તે કાઇ પીધુ કર્યુ તો નથી ?

**પથીરામ**—ભૂલ્યો બાપજી ! મેં ઝખ મારી, પણ બધુ સાભળશો એટલે તમે પણ એવુજ કેહેશો.

**લલિતા**—એક વાર ટુકામા તુ સર્વ કહી જા

**પથીરામ**—વચ્ચે નહિ બોલતા તમે સાભળો તમને શી રીતે કેહેવુ તેની મેં રસ્તામા ગોઠવણ કરી રાખી છે, તે પ્રમાણે કહુછુ.

( હરિગીત જાતિ ગમકલીમા પણ ગવાય છે )

હુ નગર પાસે બહુ ઉલાસે, પોહચિયો જેણી ઘડી,
બહુ શોભતી વળી ઓપતી, મુજ દૃષ્ટિયે વાડી પડી,
તે નીકળી નદન તણી, પોતે હતા તે વાડિયે,
પ્રિયવદા ગણિકા હતી, કીધેલ વશ વર લાડિયે ૧
ત્યા પત્ર વાચ્યો તેણિયે, તે મેં શુણ્યો સતાઇને;
વળી શુણ્યુ તેનો સાર એ જે, મસ ઉડાવ્યા ભાઇને.

તુજ પત્ર તે લેતી ગઈ, કે'તી ગઈ લખવા તુને,
તેથી કરી લખ્યો પત્ર પોતે, આપિયો તેડી મુને. ૨
મેં મૂર્ખે જાણી સાભળ્યુ તે, કહ્યુ ઠીખલ રીતથી,
છૂપાવવાને લાચ માગી, આપી તે આ પ્રીતથી. (બતાવે છે)
લઈ પત્ર ચાલ્યો પુરમા, સસરા તમારાને મળ્યો,
ત્રાહિત થઇને ભવિષ્ય ભાખ્યુ, તેથી તો તે બહુ ગળ્યો. ૩
કહી વાત સૌ નિજ પુત્રની, દુખિયો થયો તે કહી કરી;
સમજાવી તેને સારમા, ચાલ્યો હુ ત્યાથી નીસરી.
ગણિકાતણુ ઘર પૂછતા છળદાસને બતલાવિયો,
પ્રિયવદાને ઘેર તેની પૂઠ પાછળ આવિયો ૪
એ ગયો જમણા દ્વારમા, નિજ ભારમા ભભકા ભર્યો,
હુ જોઇ ડાબા બારી તેમા, સરર લેતો જઇ સર્યો.
લાગ્યો ધસારો માહરો, પ્રિયવદા ચેતી ગઇ,
ઝટ દાસી પ્રેરી દેખવા, કપિત મુજ કાયા થઈ. ૫
શય્યા તળે સતાઈ જાતા લાગ શુણવા આવિયો
ઉભયે અધિક મુજ ઉપરે નિજ કોપ ઝટ જણાવિયો.
નદન કનેથી વાત જાણી, લઇ ઘરેણુ પરવર્યો;
છળદાસ કે' તે માટ મારો, વિપ્ર વાસે મેં કર્યો ૬
શુણી વાત એવી કાય કેવી થરર થઈ તે શુ કહુ?
તે સમય જાણ્યુ જીવ જાશે, બીક લાગી મન બહુ
તુજ પત્ર છળ० ને આપિયુ, તે વાચી નીચે નાખિયુ,
'ધિક્કાર છે એ પત્રને' એવુ, મુખેથી ભાખિયુ ૭
વળી દામ પામ્યા વાડીના, તે અર્ધ સોનુ આણિયુ,
મૂક્યુ ગદેલા નીચ તે તો બોલીથી મેં જાણિયુ
'દશ દિવસમા લઇ દામ સર્વે, અહિથી આપણ ચાલીશુ,
વળી તે દિને લલિતા ભણી, તેડે જવા સમજાવીશુ.' ૮
ગઈ રાત તેથી તો ગયો, છળદાસ કહીને એટલુ,
છે સાર આ વૃત્તાન્તનો, લબાવી કહુ હુ કેટલુ
ગઇ રાત વીતી તેથી હું, લઈ પત્ર સોનુ ચાલિયો,
બહુ બીકથી રસ્તે પડી, અહિ આવી કાગળ આલિયો. ૯
છળદાસની છલના બધી, કીધેલ તેના કામ છે;
નશ બેઉને નદન થયો, ખાલી કરેલો દામ છે

વાડી હવેલી વેચી તે, ખતપત્ર ત્યા તૈયાર છે,
છે મૂઢ એવો કથ તારો, દુર્ગુણીનો યાગ છે. ૧૦

**લલિતા**—અરે, પરમેશ્વર ! ( મૂર્છાગત થઈ ધરણી ઢળી પડે છે )

**પથીરામ**—(તેની આસના વાસના કરીને, અને જરા શુદ્ધિમાં આવેછે એટલે સૂચાગીને)

( સોરઠા )

કગ્વો કાઇ ઉપાય, બળ્યે હવે શુ નીપજે ?
થાવાનુ તે થાય, ગભરા નહિ એ'ની રજે ૧
લખ્યો વિધિયે લેખ, તે મિથ્યા થાતો નથી,
મારી દુ ખનો મેખ, સલ્લા વિના સિદ્ધિ નથી. ૨
આજ કાલની માહ, નદન કે કો' આવશે,
જઇને પછીથી તાહ, ફેરવવાનુ ફાવશે ૩
ગણિકાને છળદાસ, પુર છોડી બન્ને જશે,
નદનની પછી પાસ, કોઇ નઠારૂ નહિ હશે ૪
હુ આવીશ તુજ સાથ, એ'ની મારી ત્રાશમા,
કરી સ્વાધીન તુજ નાથ, સીધો કરીશુ માસમા ૫
જોઇ તારા ગુણ, લજવાશે તુજ નાવલો,
ઝટ તજશે દુરગુણ, ચેતીને થાશે ભલો. ૬
લલિતા છે તુ ચતુર સૌ રીજવીશ શિરનામીને
કરી દુર્ગુણ સૌ દૂર, સુધારીશ તુજ સ્વામિને ૭

**લલિતા**—( ઝીણે સ્વરે ) ( દોહરો )

બની, બની નહિ, નહિ બને, ખરી એજ છે વાત,
બીજો કાઇ ઉપાય નહિ, સે'વુ સર્વે જાત ૧

પથીરામ ! તારી સલાહ બરાબર છે, હવણા તો બીજો કશો ઉપાય આપણા હાથમા રહ્યો નથી. આ ઘરેણુ ને સોનુ સર્વે તું અહિંથી લઇ જા એના સામુ મારાથી જોવાઇ શકાતુ નથી, તું તારી મેળે એનો નજરમા આવે એવો ઉપયોગ કરજે દાસીને પ્રથમ તારી તજવીજ કરવાનુ કહ્યુ હતું, ને ત્યાર પછી, પ્રભાવતી પાસે જવાની આજ્ઞા કરી હતી, પણ હજુ કોઈ કેમ નહિ આવ્યુ ?

**પંથિરામ**—પ્રભાવતી તો, હું ગયો તેજ દિવસે, સાસરે ગયા હતા, ને પાછા આવ્યા છે કે શુ ? ( તેને આવતી જોઇને ) અહો, એ તો પેલા આવે હવે હું જાઉં છુ. ( જાયછે )

( પ્રભાવતી પ્રવેશ કરેછે. )

લલિતા— ( દોહરા અથવા કાફીનો જિ. લો. )

પ્રભાવતી ! પિયુને મળી, પૂરા કીધા કોડ,
દુર્ભાગી હું એકલી, વઠી મારી જોડ ૧
હતી આશ મુજને ઘણી, પણ થઇ હવે નિરાશ,
રડાપો પિયુના છતાં, આશો ન મળતી રાશ. ૨

( તેનું હૃદય પાછુ ભરાઇ આવેછે, ને સખીને બાઝી પડેછે )

પ્રભાવતી— ( રાગ પરજ અથવા માહાડ )

મારી આલી તું શિદ અકળાય રે, તુને ખમા રે ખમા,
દુઃખ મુજથી ન દેખી ખમાય રે, તુને ખમા રે ખમા ટેક.
બાળા ક્યમ બની બાવરી રે, આવડુ શુ કલ્પાંત,
મનોવિકારને મારીને રે, મારી શાણી તું થાની શાન્ત રે તુને૦ ૧
કાલે સવારે કથડો રે, આવી લેશે છાયામાય,
બળતા તારી બધી બાળશે રે, તું ચિન્તા કર નહિ કાય રે તુને૦ ૨
કૃપાળ શ્રી ભગવાન જે રે, કરી કૃપાની દૃષ્ટ,
દુઃખમાથી છોડાવશે રે, તે તો કાપીને તારા કષ્ટ રે તુને૦ ૩
ધાર્યુ થાય ન આપણુ રે, સ્મરની એ સિદ્ધાંત,
આશા રાખી તું ઇશ પર રે, મારા સમ તું છાડ કલ્પાંત રે તુને૦ ૪

( તેની આસના વાસના કરી તેને મચક ઉપર બેસારેછે )

લલિતા—( રડતા ) "માધવજી સદેશો કેહેજો શ્યામને એ રાગ"

સાભળ, શાણી સહિયર, દુઃખની વાત તુ,
એ તો કો'ના આગળ નવ કેહેવાય જો,
પણ આગે હુ ચરચર દાઝુ ચિત્તમા,
એ તે મુજથી કેહેની ક્યમ સેહેવાયજો ? સાભળ. ૧
વરને મેં દીઠો'તો વરી'તી જાહરે,
પણ ત્યારે, હુ છેક હતી અજ્ઞાન જો,
તોપણ હોંસ હતી હૈયામા આર્ત ઘણી,
પરણ્યામા માન્યુ'તું મોટુ માન જો સાભળ. ૨
સમજી નહિ શાથી ત્યારે સુખ ઉપજ્યુ,
તોપણ સુણી વિવા' મળ્યાની વાત જો,
મગ્ન થઇ મનમા મસ, અતિ સુખ માનિયુ,
જાણ્યુ ત્યારે સફળ થઇ મુજ જાત જો. સાંભળ. ૩

એ કરતા પણુ રીઝી સસરો આવતે,
ઓરાડી ચુદડી મુજને જે દિન જો;
ત્યાર પછી જે ધાલ્યો મોટો માડવો,
ત્યારે તો થઇ'તી સુખમા મસ લીન જો. સાભળ ૪
ચૉરીમા વરને નાળ્યો' તો નેહથી,
જોવા, કેવો રૂપતણો છે તોડ જો;
તે દિવસે હરખી'તી હૈયે આ તે ઘણું,
એના જેવી જાણી'તી નહિ જોડ જો. સાભળ. ૫
અજ્ઞાનીને સુખદુ ખ લાગે અલ્પમા,
તેવો ત્યારે મારો હુતો ઘાટ જો;
વરજોડે[1] રથમા રે બેઠી રીઝથી,
સાસરિયાની સારી લાગી વાટ જો. સાભળ. ૬
થયું હોત સમશાણુ માડવા ઠામમા
રથ ઠાઠડીનો થયો હોત જો ઠાઠ જો,
ચુદડી મુજ મડદાને ચોમગ વીંટવા,
ચૉરીચિતામા ભડભડ લાગત કાઠ જો. સાભળ ૭
ત્યારે તો નવ દેખત આવા દિનને,
આ તો ઉગ્યા પેલા ભવના પાપ જો,
ત્યાર વિના આવુ શુ દુ ખ મુજ જાતને,
લાગ્યો મુજને કેહેની કોનો શાપ જો સાભળ. ૮
પિયુ નહિ પાસે એ દુ ખ હું રડતી નથી,
આ તો બીજુ મનાય નહિ એ દુ ખ જો,
ટળશે તે જઇશુ ચિંતામા જાહરે,
આ ભવમા ક્યાથી મુજને કાઈ સુખ જો સાભળ ૯

**પ્રભાવતી.** (મદગદિત કઠે માલિની વૃત્ત)

સહિયર લલિતા તુ, રે ! બની કેમ આવી,
અતિ દુ ખમય ક્યાથી શોકની વાત લાવી;
શશિસમ તુજ શોભા. રે ગઇ છેક નાશી,
કમળવદન[2] કાન્તિ, મ્લાને[3] દેખુ હુ આ શી ! ૧
નહિ અતિ અકળા તું, આપવારા શી ચાલી !
બની મસ અધિરી હું, તાહરો ખેદ ભાળી,

[1] સારા મુહૂર્તના વરના રથમા બેશાને બનીવાસા સુધી ગયેલી  [2] મુખ, [3] કરમાઈ ગયેલી.

હૃદય તુજ ભરાયુ, દે કરી તે તું ખાલી,
ગહન[1] ગતિ પ્રભુની, લક્ષમા રાખ વા’લી ૨

લલિતા—( " વનચર વીરા વધામણી " એ રાગ—બેલાવર ) ( રડતાં )
સહિયર દુ ખ શુ' દાખવુ, મન ભડકે બળેછે,
ચિન્તાનો તાપ તપી ગયો, હાડ મારા ગળેછે સહિયર૦ ૧
પત્ર પ્રીતે મેં પાઠવ્યુ, પથીરામની સાથે;
જોઈ ચરિત્ર તેણે કહ્યા, માર્યો છે મૂર્ખ માથે. સહિયર૦ ૨
પાપી પતિ એ અભાગિયો, વેશ્યાનો છે યારી,
અકલ કોડીની છે નહિ, હવે શી ગતિ મારી. સહિયર૦ ૩
ગરજ નથી તેને માહરી, મન મુજમા છે નહિ,
ધન, માલ નાખે ઉડાવીને, એના પિતાને કે' નહિ સહિયર૦ ૪
મન મળશે ક્યમ માહરૂ, એવા પિયુની સગે,
રૂપ ગુણ જેમા મળે નહિ, એથી રમિયે શુ રગે ? સહિયર૦ ૫
પેલા ભવની હું પાપણી, કીધેલા કુડા કર્મ,
પુણ્યદાન વીસારેલા, ચૂકેલી નિજ ધર્મ. સહિયર૦ ૬
સરોવર પાળ તોડી હશે, પૂરેલા હશે કૂપ,
પરવડી તોડી પાડી હશે, ઝેરે મારેલા ભૂપ . સહિયર૦ ૭
ધાવતા બાળ વછોડીને, કીધેલો તેનો કાળ,
સાધુ સત સતાપીને, દીધેલી ઘણી ગાળ સહિયર૦ ૮
કન્યા, વર ઘેર વાધતા, કીધેલા વધ મેં તો,
વર મારી જાન નસાડેલી, લૂટેલી હશે તે તો સહિયર૦ ૯
સુઘડ કન્યાને દીધી હશે, કોઇ બુડથલ સાથે,
શખણી કોઈ સુઘડને, મારેલી હશે માથે. સહિયર૦ ૧૦
જૂઠા ખત મેં કીધા હશે, રોવરાવેલા રાક,
સાક્ષી ખોટી મેં પૂરીને, વાળેલો આડો આક. સહિયર૦ ૧૧
પૂલ નદીના તોડ્યા હશે, ડૂબાવેલા વાહાણુ,
નિરપરાધીને ડાટીને, મારેલા હશે બાણુ. સહિયર૦ ૧૨
ગામ ઘણા બાળ્યાં હશે, ઉપજાવેલો ત્રાસ;
આશાબધીને અડાવીને, કીધેલા મેં નિરાશ. સહિયર૦ ૧૩
બીજ બુરાં વાવ્યા હશે, તેના ઉગિયા ઝાડ,
પ્રભુજી પતાવે જો આટલે, તો તો તેનો પાડ. સહિયર૦ ૧૪

૧ અકળ.

શાને દીધી સારા કુળમાં, પૈસામાં મૂકો પૂળો,
વિદ્યા ભણાવી શા કારણે, એથી વાગેછે શળો સહિયર૦ ૧૫
શાને માબાપે મુંઝાવીને, કર્યો આવડો કેર,
જન્માવી તો ગળચુંથીમાં, ઘોળી પાવું'તું ઝેર. સહિયર૦ ૧૬
જોયા વિના માતતાતે તો, બળતી આગમાં નાખી,
કોમળ શાને કરી મને, જેથી ના શકુ સાખી સહિયર૦ ૧૭
કહું શું હવે માતતાતને, એ તો પૂર્વના વેરી,
અજાણમાં મને છેતરી, દક્ષ દીધો છે ઝેરી સહિયર૦ ૧૮

( શોષિત થવાથી પાછી મૂર્છાગત થઈ પડે છે )

**પ્રભાવતી** ( તેને પાછી શુદ્ધિમાં આણીને ) (રાગ કાલિંગડો )

અકળામાં આવડી બધી રે મારી આલી,
સહાય જગરાય તુને થાય રે જી,
દુઃખની બળી તું ભોળી આ બધું રે આલી,
ગરીબ સ્વભાવે જાણે ગાય રે જી ૧
ખબર તો નો'તી મુને આવડી રે આલી,
દુઃખ તારૂં દેખું હૈયાફાટ રે જી,
હિંમત હારી ગઈ સુણી બધું રે આલી,
સૂઝે ઉતારવો ન ઘાટ રે જી. ૨
જુદી તુને મુંજથી જાણું નહિ રે આલી,
જુજવી જાતને જીવ એક રે જી,
તેથી તુને થાય તે મુને પીડે રે આલી,
સ્વાર્થી આવો મૂર્ખ મળ્યો છેક રે જી ૩
પણ હવે શું કીજિયે બની ગઈ રે આલી,
આપણા ન હાથમાંય કાંય રે જી,
સમજીને સે'વું માથે જે પડયું રે આલી,
ધિક્કતું સરજ્યું તે મનમાંય રે જી ૪
દેખિયે ઘણા દુઃખી બીજા બહુ રે આલી,
તેમાં આપણ તેવા, મન મારિયે જી;
ભણ્યાનો છે સાર-સે'વું જે પડયું રે આલી,
માન્યાતણું સુખ દુઃખ ધારિયે જી. ૫
માટે ક્લેશ મૂક મારી વા'લી રે આલી;
બાળી મૂકે શાને સુંદર જાત રે જી;

જો તું એક વાર જઈ કથને રે આલી,
આ ચાલી સમજાવા માતતાત રે ઊ. ૬

( જીવરાજ અને કમળાને સમજાવવા જવા માડેછે )

લલિતા—પ્રિય સખી ! મારા માતપિતાએ તો ડગલ ભરી મૂક્યો છે ને પથીરામની પાછળ પણ ત્યાંથી કોઈ નીકળનાર હતું, તે આજ કાલ આવી પોહોચશે હવે તો, ત્યાં જઈને એક વાર બધી ચર્ચા જોઉં આ વાત મારા માતપિતાને જાણ પડવા દીધી નથી, ને હાલ જણાવવાની અગત્ય પણ નથી તે વળી બિચારા ઘણા દુખી થાય, તેમ કરવાને હું ખુશી નથી.

પ્રભાવતી—વારૂ ત્યારે હુ જતી નથી, પણ સાભળ શુ છે ?

નેપથ્યમાં—" લલિતાને બોલાવો—લલિતાને બોલાવો "

પ્રભાવતી—પ્રિય સખી લલિતા ! તને નીચે બોલાવે છે આવ, ત્યાં શુ છે. આપણે જોઈયે ( બન્ને જણ જાયછે )

# प्रवेश ३ जो.

## स्थळ चोक.

તેડાગર, જીવરાજ, કમળા, લલિતા અને પ્રભાવતી.

તેડાગર—શેઠજી ! આ કાળ દંભરાજ શેડે આપ્યો છે (આપેછ)

જીવરાજ—( લઈને બધા સાભળે તેમ વાચેછે )

" સ્વસ્તિ શ્રી ચપાનગરી મહાશુભસ્થાને શુભોપમા યોગ્ય શે૦ શ્રી ૫ શેઠ જીવરાજ તથા સાથ સર્વે. એતાન શ્રી સ્નેહપુરથી લા૦ તમારા દર્શનના અપેક્ષિત દંભરાજના જયગોપાળ વાચજો. વિશેષ અત્રે સર્વે કુશળ છે, તમારી કુશળતાના કાગળ ઘણા દિવસથી આવ્યા નથી, માટે સભારીને લખજો. બીજુ, સૌભાગ્યવતી લલિતાને તેડવા મોકલવાને ઘણા હુ ગાખા કરયા, પણ નદનકુમારને અવકાશ નહિ મળવાથી આજ સુધી મોકલવાને બની આવ્યું નથી. હાલમા પણ તમને આવવાને અડચણ છે, માટે આ કાગળ લઈને તેડાગર બ્રાહ્મણને દશ માણસના સાથ સહિત મોકલ્યો છે, તેની સગાથે સૌભાગ્યવતી લલિતાને મોકલજો જરૂર મોકલજો, ભૂલશો નહિ, કેમકે દૂરનો મામનો એટલે હાલમાં મોકલવાને કાંઈ અડચણ નીકળશે, તો વાત પાછી આથી જશે વળી આગળ ઉપર, સારા મુહૂર્ત પણ આવતા નથી, માટે શુભ દિવસે લલિતાને વિદાય કરજો ભૂલશો નહિ. કામકાજ લખજો. ઘરમાંથી તથા ચિરંજીવી નંદકુમારે સર્વેની ખબર પૂછી છે અમારી વતી સર્વેને યથાયોગ્ય કેહેજો. ભાદરવા શુદ ૫ ( પત્ર વાચી રહયા પછી લલિતાને. )

ચાલો. લલિતા બેહેન, તમે હવે તેયારી કરવા માંડો.

લલિતા—પિતાજી ! મારી સાથે કોને મોકલશો ?

જીવ૦ તથા કમળા—બેહેન ! તારી નજરમા આવે તેમને તેડી જા

લલિતા—પંથીરામ આવશે એટલે વધારે માણુસની અગત્ય નથી મારા અંગના કામકાજ સારૂ મારી દાસીને લઇશ

તેડાગર— દભરાજ શેઠે કહ્યુ છે, જે, અહિ ઘણા માણુસ છે, લલિતાને કોઈ વાતે અડચણ પડવા દઇશુ નહિ, માટે જીવરાજ શેઠના માણુસની જરૂર નહિ પડે જે દાસીને લલિતાના સ્વાધીનમા કરવાની છે તેને મારી સાથે મોકલી છે, તેમ છતા જો બીજી દાસી લેવી હોય તો લો

લલિતા—વારૂ, ત્યારે કદાપિ દાસી નહિ લઉં, પણ પથીરામ વિના તો ચાલે નહિ, કેમ પ્રભાવતી ?

પ્રભાવતી—હા, પથીરામને તો સાથે લેગે. ને ત્યા તને પેહેલું અઘરૂ લાગશે, તેથી ગમે એમ ના હોય તો હું તારી સાથે આવુ, તે ત્યા તને જરા ગોઠશે એટલે દશ પદર દિવસ રહીને પાછી આવતી રહીશ

લલિતા—પ્રિય સખી ! મારે માટે એટલો બધો શ્રમ તને આપવાની કાઇ અગત્ય છે નહિ, જો એમ હોત, તો તારા કહ્યા વિના, હુ તને તેડી જાત પથીરામ છે એટલે હરકત નથી તુ હવણાજ સાસરેથી આવી છુ, માટે તારા માતપિતા ભેગી થોડા દિવસ રેહે, પછીથી પાછુ તારે ત્યા જવાનું હશે

પ્રભાવતી—જેમ તારી મરજી.

જીવરાજ—ત્યારે પથીરામને કહી રાખો, આજથી તૈયારી કરવા માડો

(સર્વે જાયછે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, નગરની ભાગોળ.

કમળા, લલિતા, પ્રભાવતી, પંથીરામ, બીજી સ્ત્રિયો, અને તેડાગર, ઈત્યાદિ.

પથીરામ—(મનમાં) લલિતા અને પ્રભાવતી વિના, બીજા બધા આનંદભેર તૈયારીની ધાલમેલ કરી રહ્યા છે, પણ તેમના મનમાં ભડકો છે. શુ કરે ? ઉપરની ખુશી બતાવ્યા વિના સિદ્ધિ નહિ (લલિતા પોતાના પિતાની આજ્ઞા લઇને બાહાર નીકળી તને જોઇને) આહા ! આ લલિતા કેવી શણગારને સુશોભિત કરેછે ! પણ એનું વદન જરા કરમાયલા કમળના જેવુ ઝાખ મારવું દેખાયછે મેં જો એને માડીને વાત કહી હોત નહિ, તો એનો દેખાવ અત્યારે જુદાજ પ્રકારનો હોત. પણ આ બધી સ્ત્રિયો તો લલિતાને

વળાવા એના રથ આગળ આવી. ચાલ જીવ, આપણે પેલી આગળની ગાડીમાં જઇને અડાવિયે. ( તે આગળની ગાડીમાં જઇ બેસેછે )

કમળા—( લલિતાને રથમાં બેસવાની વેળા થઇ એટલે ) બેલાવર રાગ

પુત્રી પધાર તું સાસરે, સિદ્ધ કરુ શુભ કામ,
રથમા બિરાજ તું બાપુડી, લઇ પ્રભુ કેરૂ નામ પુત્રી ૧
સાસુ સસરા પાદ લાગજે, કે'જે મારા પ્રણામ,
નણદીની ખબરો તું પૂછજે, કરજે કે' તે તે કામ પુત્રી. ૨
શાણી તું શાન્ત છુ દીકરી, છુ વિવેકની પૂર,
ધર્મ જાણી મારો હું કહુ રે'જે દુર્ગુણથી દૂર પુત્રી. ૩
ઉંચે સ્વરે નવ બોલયે જેશુ જેટલુ કામ,
તેટલી વાત તો કીજિયે, સ્મરિયે પ્રભુ કેરૂ નામ પુત્રી ૪
પરનિંદા સ્વસ્તુતિ કરવી નહિ, પે'લો કરીને વિચાર,
બોલવુ હોય તે બોલિયે, કો પર કરિયે ન ખાર. પુત્રી ૫
પતિને પ્રભુરૂપ જાણવો, કરવી તેની સેવાય,
કોપે એવુ કરવુ નહિ, તો તો ધન્ય કે'વાય. પુત્રી ૬
કષ્ટ પડે માથે આપણે, ધીરે કરવો ઉપાય,
ગભરાવુ નહિ તેના થકી, પછી થાવાનું થાય. પુત્રી. ૭
અઘટિત પ્રેમ ન બાધવો, પાયો નીતિનો એજ,
દીનપર દયા ઘણી દાખવી, સાચો ધર્મ છે તેજ પુત્રી. ૮
પરછિદ્ર કોને કે'વાં નહિ, એથી થાય નિજ તોલ,
હસીને ન દાત દેખાડવા, વદિયે વીણીને બોલ પુત્રી. ૯
વણુ કામે પરઘેર ના જવુ, દિવસે સૂવુ ન ઠીક,
કુળતણી લાજ વધારવી, ઉલટુ ચાલ્યે છે ધીક. પુત્રી. ૧૦
ચાડી ખાવી નહિ કોતણી, નિજપતિ કેરી પાસ;
ચાકરના દોષ સુધારવા, વિના ઉપજાવે ત્રાસ પુત્રી. ૧૧
તુજને અમે નહિ દીકરી, જાણ કરજે તે વાર,
તુરત તેડુ હું મોકલી, તેડાવીશ આ ઠાર પુત્રી. ૧૨

( કમળા બોલતી રહી ગઇ એટલે.)

પ્રભાવતી—( સીતાજીના મહિનાનો રાગ )

સાસરે તું સુખેથી સિધાવ, શાણી સાહેલડી;
પણ દુઃખ મુને એ થાય, તૂટે મારી બેલડી ૧

પૂરો ભાવ છે તો પરમેશ બનેને મેળાવશે,
પતિની જઇને તું પાસ, વે'લી વે'લી આવશે. ૨
ગમતું છે નહિ મુજને જરાય, ઉપાય શો કીજિયે,
જલમીન વિખુટા થાય, એવુ દિલ લીજિયે. ૩
જઈ પોહોચ્યુ કે વા'લી તુ પત્ર પાઠવજે પ્રેમથી,
લખ્યા કરજે બધા વૃત્તાન્ત અચૂક એક નેમથી ૪
તુને ગભરાતી જો જાણીશ, દોડી હું આવીશ ત્યા,
વળી ધટિત હશે તો સાથ બીજાને લાવીશ ત્યા, ૫
પથીરામની લઇને સલાહ, રસ્તા તુ કા'ડજે,
અકળાયા વિના મારી પ્રાણ ! પતિ દોષ ગાડજે ૬

લલિતા—( રાગ એનો એ )

લઇ શીખ તમારી ઓ માત, સાહેલડી, જાઉંછુ,
વિખુટી પડુ તે મન માહ, મસ અકળાઉંછુ ૧
ડગલુ આગળ દેઉં કે ખેંચે, સબળ સ્નેહ સાકળી,
અન્યોઅન્યના છે જે ભાવ તેણે મને સાકળી, ૨
સ્નેહ સાકળ રબ્બર ગુણ, હૃદયશુ જડાય છે,
હોય તેનામા જેવો સ્નેહ* તેવી તે લબાય છે ૩
હુ જાઉંછુ જુદે દેશ તે તો નથી લાગતું,
મારા ચક્ષુ કરે કલ્પાત, તેને નથી છાજતુ ૪
જડયો મધ્ય હૃદયમા સ્નેહ સાકળનો પેચ તે;
કરે કોમળહૃદય પીડિત, લબાવી ખેંચને ૫
એ તો મુજથી સહન નવ થાય, હૃદય અકળાય છે;
પૂરા અતર્ દુખથી પીડાય, મારો જીવ જાયછે. ૬
જાણું ઘરમા પાછી પેશી જાઉં, જાઉં નહિ સાસરે;
પણ એથી સિદ્ધિ નહિ કાય, મને મન આશ રે. ૭
માડી, સજની, સહોદર સર્વ, તમે પાછા જાઓની,
દેખી તમને દાઝે મારૂં દિલ, વિદાય તો થાઓની. ૮

---

* રબ્બરના કદ પ્રમાણે તેનામા જેટલો સ્નેહ એટલે ચિકાશ, તે પ્રમાણે તેને તોડયા વિના ખેંચા શકાય છે તેમ સ્નેહનું જેવુ કદ અથવા નાનુ તે પ્રમાણે સ્નેહ સાંકળ લાબી થઇ શકેછે ઓછો સ્નેહ હોયછે તો વહેલી તુટી જાયછે

કુમળા—દીકરી, મારી વાહાલી દીકરી, વેહેલી વેહેલી પાછી વાધજે, પણ દીકરી, મન ધરાય તેમ એક વાર મને મળી લેવા દે; (રડતી રડતી બાઝી પડેછે )

લલિતા—અરે, માતા, તારાથી અવતાર પામેલો મારો દેહ વિખુટો ના પડે, એટલા માટે મારા પગ આગળ ચાલતા નથી. માતા, મારી વાહાલી માતા, તારૂ જેવુ વાહાલ છે તેવુ ને તેવુ રાખજે ( રડેછે )

કુમળા—દીકરી, મારા દેહથી તને જુદી થવા દેઉંછુ, પણ મારા મનથી તેમ થઇ શકવાનું નથી

લલિતા—માડી, મારા વાહાલા પિતાજી મને નહિ દેખે, ત્યારે તે બહુ અકળાશે, માટે મારો વિયોગ વીસારે પડે, એમ એમની આગતા સ્વાગતા કરજે

જીવરાજ—( પ્રવેશ કરીને ) દીકરી, મારી ડાહી દીકરી, તારા સરખા મારા એકના એક સમજુ છોરૂનો વિયોગ ઘૈડપણે કરીને નરમ થઈ ગયેલુ મારૂ હૃદય સહન કરી શકતું નથી, હુ મારા મનને ઘણુ ઘણુ સમજાવીને ઘરમા રહ્યો, પણ તે મને બલાત્કારે અહિ ખેંચી લાવ્યુ દીકરી મારી હવે છેલ્લી પળ છે પરમેશ્વર જો મેળવશે તો મળીશુ. ( રડે છે )

લલિતા—મારા વાહાલા પિતાજી, મારી હેતાળુ માડી, મારા પગ પાછા ભાગેછે, મારૂ મન પાછુ ખેંચાયછે

કુમળા—દીકરી, એક વાર પણ ગયા વિના ચાલે નહિ, માટે તુ રથમા બિરાજ, અમારી ગોઠવણ પ્રમાણે તને વેહેલી પાછી બોલાવી લઇશુ

જીવરાજ—દીકરી, તું અકળા નહિ તમને એને જેમ વેહેલા તેડાવાય એમ હું દભારાજ સાથે ગોઠવણ કરીશ

પ્રભાવતી—પ્રિયસખી, વિખુટા પડવાની આ દુઃખદાયક વેળા લંબાય છે તેમ તારૂ દુઃખ વધે છે, માટે તુ હવે વાધ, તું અમારા હૃદયમાથી ખસવાની નથી

લલિતા—( રથમા બેસીને ) અને તમે પણ મારા હૃદયમાથી ખસવાના નથી. સખી, મારી વાહાલી સખી, મારૂ મન ઘણું ગભરાય છે માતાપિતા, સખી, તમે સદા હેત રાખજો.

( બધાં ત્યા ઉભા રેહેછે ને રથ આગળ ચાલેછે તેમ લલિતાની દૃષ્ટિ સર્વના ભણી પાછળ છે. જ્યારે રથ દેખાતો બંધ થાયછે. ત્યારે સર્વે જાયછે )

# अंक ३:जो.

## प्रवेश १ लो.

**પથીરામ**—લલિતા! તમે રસ્તો જોયો? કેવો વિકટ છે? પારકે પગે ચાલવુ તેથીજ આટલા દિવસમા આવી પોહોચ્યા મને તો મહાં-ખ્કટ વીત્યુ હતુ, ને પગ સૂણીને થમ થયા હતા.

**લલિતા**—ખરી વાત ભાઇ, મારે માટે તુ એટલુ વેઠ્ નહિ, ત્યારે બીજુ કોણ વેઠે? મારે પણ આખો રસ્તો વેરીના જેવો ગયો છે માઃ અતર હજુ બળ્યા કરેછે, જરા ગોઠતું નથી

**પથીરામ**—પ્રિયવદાને ત્યાથી જેવો જીવ લઇને નાઠો તેવા અહિ આવ્યો, તે વેળાએ બે આખની બાર કરવી પડી હતી. પલા દુષ્ટ છળ-દાસે આગલે દાહાડે મારો મોકલ્યો હતો, તેથી ચે મગ જોતો, બગલમા જોડા મારીને નાસતો હતો. તે આ પથરાની ઠોકર વાગ્યાથી ઉંધે મોએ પડયો હતો, પણ જરા પપાળવા પણ રહ્યો નહિ, ને ગ્રહિયો વાળીને નાઠો હતો ખરે, હવણા પણ મને આ જગ્યા જોઇને એવીજ બીક લાગેછે જા રે હૈયા! હવે શુ હિમત હારછ છળદાસના હવે શા ભાર છે નગ-રમા છે નહિ, એટલે ઝખ મારેછે, નહિકર તો જરા કઠણુ તો હતુસ્તો! લલિતા! જોઈ પેલી વાડી? એમા નદનકુમાર, પ્રિયવદા સાથે બિરાજ-માન થયેલા હતા

**લલિતા**—આજે ત્યા હશે? ચાલ,આપણે જઇને જરા જોઇયે તો ખરા

**પથીરામ**—આજે તો અહિ ક્યાથી હોય, પણ મારો એક ભાઇબધ માળી છે તે હોય તો હોય, ચાલો જઇને જોઇયે તો ખરા, એનાથી કેટલીક બાતમી મળશે

**લલિતા**—( સાથને ) અરે, અહિ તમે બધા ઉભા રોહો, અમે આવિયે છિયે

( બન્ને જાયછે )

## प्रवेश २ जो.

### સ્થળ, વાડી.

### લલિતા, પંથીરામ અને માળી.

( અંગ્રેજી રાહાપર )

**લલિતા**—ઓ ભગવાન! નીતિવાન,
રાખીસાન, ને વળી ભાન.

સૌને માન, દે સુખદાન,
તેપર ધ્યાન, દે ગુણુવાન.
ગુણીયલ થઇ તુજ ગુણ ગાનારા,
સદ્‌ગુણ સજી દુર્ગુણ તજનારા
તાર, તાર, તાર તું,
ભાળતું, કા'ડ તું, સાલતું સાલ તું.
સુખકર, દુ ખહર, પ્રભુ સચરાચર,
ઓ ભગવાન !

**પંથીરામ**—લલિતા ! પ્રભુ સહાય થશે, ચિન્તા કર મા જો આ માળીની ઓરડી, પેલો વચ્ચે બગલો, આજે તો બધ હોય એમ દેખાયછે.

**માળી**—(બંનેને બોલતા સાંભળીને બાહાર આવેછે) અરે, પથીરામ! તુ ક્યાથી? આ લલિતા બાઇ કે! (તેને નમન કરેછે)

**પથીરામ**—તેં મને આવવાનુ કહ્યુ હતું તે તજ સરખા ભાઇબધનુ વચન કેમ લોપાય? આ લલિતા બેહેન તને મળવા આવ્યા છે. તે તારો બહુ પાડ માને છે કેમ! નદનકુમાર આજે અહિ છે કે?

**માળી**—(જરા ખેદ પામીને) અરે ભગવાન ! તેં આવો શો મેળ આણ્યો ! તમને તેડવા મોકલ્યુ તેને ચોથે દાહાડે, એ તો નગરમાથી નાશી ગયા છે દભરાજે એમની મરજી ઉપરાત થઇને બામણુ મોકલ્યો, તે એમને ગમ્યુ નહિ. વળી, આ વાડી તો વેચાઈ હું હવે એમની પાહે ચાકર નથી, જેણે વાડી વેચાતી લીધી તેના તાબામા છુ. બીજી હવેલી વેચીને બધા પૈસા પરિયવદાને આપ્યા તે લેઈને તે ને છળદાસ નાશી ગયાં છે, તેનો પત્તો હાથ લાગ્યો નથી વાડી ને હવેલીનો કબજો કરાવ્યો તારે મહા રોળ વર્ત્તાયો હતો. આખા નગરમા હાહાકાર થયો, ને બીજા કેટલાક લોક નદન કુમાર પાહે લેણુ કાહાડતા હતા તે દોડતા દભ-રાજ પાહે આવી કેહેવા લાગ્યા, કે, તમારા નામથી અમે નદનકુમારને રૂપિયા ધીરયા છે માટે તમે જો આપશો નહિ, તો અમે જપીને બેહવા દેઇશુ નહિ. દંભરાજે વેચીને તે હોનો નેકાલ કર્યો. હવે તો રેહેછે તે એક હવેલી, ને કાંઈક જુજ દાગીના હશે, તે વના ફૂટી બદામ પાહે રહી નથી. ચાકર નફર બધાને કાહાડી મૂકવાની જરૂર પડી છે.

**લલિતા**—(નિશ્વાસ નાખીને) પથીરામ ! હું ઉંઘુછુ કે જાગુછુ? આ સ્વપ્ન કે ખરી વાત ?

**પંથીરામ**—લલિતા ! એ સર્વે ખરૂં છે આપણે અહિ આવ્યા છિયે,

તો કાઇ પણુ ઠીક થશે, માટે તારે ગભરાવુ નહિ તું જો ગભરાઇશ તો મારી હિંમત હાથ રેહેવાની નથી (માળીને) અલ્યા માળી ! નંદનકુમાર પણુ પ્રિયંવદાની સાથે ગયા છે કે શુ ?

**માળી**—ના, ના, પરિયવદા ને છળદા હપ કરીને આડે દેશ ઉતરી પડયા છે. નદનકુમારને તેમને જાણુ પડવા દીધી નથી તેમના ગયા પછી તીજે દિયે નદનકુમારે જાણ્યુ. ને લેણુદારની ધામધુમ ચાલી, એટલે ઘરમા કોઇને કહ્યા કથ્યા વના જતા રહ્યા છે દંભરાજનું શરીર સોસનાએ કરીને ઘણું હઠી ગયુ છે, તોપણુ નદનકુમારનો હોધ કરવા નીકળી પડયા છે, તે કાલ હુધી તો આવ્યા નુતા, આજની વાત તો ઉપલો જાણે

**લલિતા**—પથીરામ ! મને કાઈ થઈ આવેછે, માટે ત્વરાથી નગરમા લઈ જા.

**માળી**—લલિતા બાઈ ! તમારા હાહુ અને નણુદ ઘણા આકળા સભાવના છે એક વાર હુ ગયો’તો તારે બે જણા તમારા પગલા હારા નથી, એવુ કહી નદતા’તા, માટે તમે તો હમજુ છો, કાઈ કેહેવુ પડે એમ નથી, પણુ કાઈ બોલે તો ગમ ખાઇ જજો

**લલિતા**—વારૂ ભાઈ, હુ દુખ સહન કરવાને સજછુ, તે સહ્યા વિના લાકડામા પણુ છૂટકો નથી

**પંથીરામ**—લલિતા ! લાવ હું તારો હાથ ઝાલુ (તેને લઈ જઈ રથમા બેસાડેછે ને નગર ભણી જાય છે )

## प्रवेश ३ जो.

### स्थळ, दंभराजनी हवेली.

### કર્કશા અને કજિયાબાઈ.

**કજિયાબાઈ**—માડી ! મારા બાપૂ કહી તો ગયા છે, જે, ભાભી આવે તેની સાથે લડીશ નહિ, પણુ નિશાશિયણુનો સબધ થયો, તારથી સાસ ને કળ વળી નથી, માટે મારાથી તો બોલ્યા વગર નહિ રેહેવાય ના, તે આપણુથી એવું વેઠાવાનુ નહિ મોટી એના ઘરની, આપણે શુ એના પૈસામા પૂળો મૂકવો છે ? હું તો એની ડબાયલી, ચપાયલી રેહેવાની નથી. એ અહિયા શેઠાણી થઈને બેસશે, ને હુ કામ કરીશ ?

**કર્કશા**—તું એવડી બધી અકળાઇશ નહિ હું બધો ઘટતો રસ્તો ઉતારીશ. એ વહૂનાથી બધુ સત્યાનાશ વળી ગયુ છે, એ ડાઘ મારા મ-

નમાથી ખસવાનો નથી, પણ આજ કાલ એ આવશે; માટે તેની સાથે તુ તાકીને કજિયો કરવાને બેશી રહી હોઉં, એમ કરીશ નહિ. એથી તો આપણા ઘરનો ભવાડો થાય તારા બાપનુ કહેલુ આપણે જરા તો ધ્યાનમા રાખવુ જોઇયે.

**કજિયાબાઈ**—બેશ, બેશ, હવે, તુ ડાહ્યાયલી, જાણી તને તું વળી ક્યા પાશરી છુ જે ? મારા બાપને પજવીને પેશ તો પોહોચાડતી બિચારો જ્યા હશે ત્યા જપીને બેઠો હશે. પણ અરે, પેલુ કોણ ? એ તો તેડાગર બામણ. લે તારી વાહાલી લલિતા આવી.

**( લલિતા અને પથીરામ પ્રવેશ કરેછે. )**

**લલિતા**—(કર્કશા બાઈને પગે લાગતા, અને કજિયાબાઈને ભેટતા,) મારી માએ તમારી બન્નેની ખબર પૂછી છે

**કર્કશા**—બહુ સારૂ, એ ખુશીમા છે ખરાકની ?

**કજિયાબાઈ**—ખુશીમાજ હશે તો, ખાઇને સાગામાચીમા બેસતા હશે, ને દાસિયો ઉપર હુકમ કરતા હશે, બીજુ શુ કરે ?

**કર્કશા**--કામ કાજ હોય નહિ ત્યારે બીજુ શુ કરે ? આપણે આગળ એમજ બેશી રેહેતા હતા, હવણા કામ કરવુ પડેછે, તો કરિયે છિયે આપણી લલિતાને ત્યા બેશી રેહેવાનુ હતુ, ને અહિ કામ કરવાનું છે, ત્યારે કામ કરશે, કાંઈ પગ ઉપર પગ ચડાવીને બેશી રેહેશે ? બધુએ સમજેછે, જે દેશ તેવો વેશ કરિયે.

**લલિતા**—સાસુજી ! હુ બેશી રહુ ને તમે કામકાજ કરો, એ અઘટિત કેહેવાય, માટે આજથી તમારે એ વિષેની કાંઇ ચિન્તા રાખવી નહિ નણંદ જેમ રસ્તો સુઝાડશે, તેમ એમની સાથે રહીને કરીશ

**કજિયાબાઈ**—જોયુ, ભાભી કેવી પાકી છે ? મને બાહ લેતી પડેછે લોકોની વહુઓ ઘરનુ બધુ કામ ઉપાડી લે છે તે જોયુ છે કની ?

**લલિતા**—નણંદ ! મારે કેહેવાનો ભાવાર્થ એવો છે, કે, તમે જેમ આજ્ઞા કરશો, તે પ્રમાણે હુ પોતે બધુ કામ ઉપાડી લઈશ. વારૂ, મારા સસરાજીના કાંઇ સમાચાર આવ્યા ?

**કર્કશા**—સમાચાર ને બમાચાર, કાંઇએ આવ્યુ નથી, જીવ પડીકે બાંધ્યો છે દીકરો ઘરમા હરતો ફરતો, હેને દેખીને દિલ ઠરતું, તે હવે ભડકે બળેછે.

**કજિયાબાઈ**—ભાભી આવવાની હોત નહિ તો કાંય નાશી જાત નહિ. પેલા અવતારનુ કોણ જાણે કેવુએ રણારમણ, જે તેડવા તો જાય શાનો,

પણ તેડાગર તૈયાર થયો, કે એનુ કાળજુ ઝાલ્યુ રહ્યુ નહિ કેટલાંકના પગલા કોણ જાણે કેવાય હોયછે, જે ચપટ થઇ જાયછે પૈસાનો કાંઈ મેળ નથી. પેલી શણગાર ગરીબના ઘરની છે, પણ એ જ્યારથી આવી છે, ત્યારથી, સસરાના ઘરમા દળવાને દાણા નોહોતા, તે હવે લીલા લેહેર થઈ છે ભાભીને ઘેર, ડાટે એટલો પૈસો છે, પણ જે દાહાડાથી ભાઈ પરણ્યો, તે દાહાડાથી, કાંઈ નહિ તો કાંઈ પણ આડુ થતુ આવ્યુ છે

**પથીરામ**—(ક્યારનો જે બધુ એક ચિત્તથી સાભળ્યા કરતો હતો તે ) તમારૂ નામજ કજિયાબાઇ છે, એટલે નામનો ગુણ ભજવ્યા વિના કેમ રેહો ?

**લલિતા**—પથીરામ! તારે વચ્ચે બોલવાની જરૂર નથી, ખબરદાર જો આઘુ પાછુ બોલ્યો તો !

**પથીરામ**—તે કાંઈ એમ થવાતુ નથી. આનીને હજુ સસરાના ઘરનુ પાણી તો પીધુ નથી, એટલામા તો કામની વાત કોઈ કઇ કેહેછે, ને કોઈ કઇ કેહેછે બઈરાની જાત કજિયાખોર અમથી કેહેવાય છે ? વિનાકારણે આજ ને આજ મેણા મારવાને ઉભી થઇ છે હુઠ, ચાલ, ખબરદાર જો મારી લલિતાને પજવી તો, એના બાપને ઘેર એ સોનાની છે, અહિયા કાઇ દાસીની પેઠે કામ કરવાને આવી નથી, તમારા જેવી હજાર દાસિયો એને ઘેર રાખે એવી છે

( રાગ છહલો, તાલ ધુમાલી )

**કજિયાબાઈ**—અરે ભુડી દશા મારી કરી,
જાય એ મરી, કે હરિ, લે હરી,

**પથીરામ**— તુ ફાટી પડી આ ઘડી,
ચૅાંગઇ જા ચરરરરર

**કર્કશા**— અરયા જીભડી તારી કાપુ,
જીવ મારો આપુ,
એવી પીડા અરરરરર,

**કજિયાબાઈ**—પીટ્યા ગજિયા તારા ગાતી,
કે છાતી ફરૂ રાતી,
ટળી પડી ધરરરરર

**પથીરામ**— ભુડી ભારજા થા તુ ભલી
જા નીકળી, કે ઘોલ મારૂ ધણુણુણુણુણુ.

**કજિયાબાઈ**—મા ! આ બામણ કેમ આવુ ફાટ્યુ ફાટ્યુ બોલ છે?

આપણુને આજથી તારા ઘરમા રોહવાનુ નથી એક ટકાનો બામણો, ભીખ માગી ખાનારો, મને ધમકાવે, ને વિના કારણે તેં તું કરે ! (રડેછે)

**કર્કશા**—અલ્યા બામણુ, મારી છોડીને છેડી, તો વારી વાત તેં જાણી; અમે અમારી મેળે ભરી પીશુ, તને કોણ વચ્ચે ડાહાપણુ ડોળાવેછે ?

**લલિતા**—પથીરામ ! એ કેહેવાને યોગ્ય છે, આપણે સાભળવાને યોગ્ય છિયે તું બળતામા ઘી હોમવાને શુ કરવા તૈયાર થાઉં છું ?

**કજિયાબાઈ**—અહિ શુ બળ્યું છે, જે તેમા ઘી હોમાય ? બળે તારા બાપને ઘેર, સભાળીને નહિ બોલુ તો તારી વાત તેં જાણી, જોહ ! એ મારો રડ્યો બામણો, નાગી હિમાયતી કરવાને આવ્યો છે તું મને ધમકાવનાર કોણુ ? નીકળ મારા ઘરમાથી, નહિકર તારો પગ કાપીશ.

**પથીરામ**—રડ ઘરવાળી જો આવી છે, મને વધારે છેડીને ફૂળ નહિ કાહાડુ, આવ જોઇયે પગ વાઢવા, પછી જોઉં,—તારો વટાય છે કે મારો.

**કજિયાબાઈ**—રે મારા રડ્યા વાઢ જોઉં તો ખરી (ધમ ધરેછે)

**લલિતા**—પથીરામ ! ત્યારે મારૂ તારે કહ્યું માનવુ નથી ? આ તે લડવાની વેળા છે ?

**કજિયાબાઈ**—હોવે ત્યારે, તારે બીજી વેળાએ લડાવવા હશે રાડ, રાખણી,પાપણી,આવી એટલે જણાઇ એના માટીને ઉલટી વધારે ચડાવેછે

**પથીરામ**—લલિતા ! આજે મારો મિજાજ હાથથી ગયો છે, આજે હુ તારો પથીરામ નથી, આજે હુ તારૂ માનવાનો નથી આ દુષ્ટા, કોઇ રાક્ષસી, અત્યારથીજ નજરમા આવે એવુ બોલેછે, તો આગળ એ તને જપીને કેમ રોટલો ખાવા દેશે ? એ સમજેછે, કે, પહેલેથી પૂફવાડો રાખ્યો હોય તો બીહીને ચાલે (કજિયાબાઇને) પણ એમ તારૂ બીવરાવ્યુ કોઈ બીવાનુ નથી. રાખણી ને પાપણી તુ કોને કહેછુ ?

**કર્કશા**—આ તમે બધાએ ધાર્યુ છે શુ ? આવીને તરત કજિયો કરીને મારામારી કરવી છે, કે છે શુ ? ઘરમાથી અમને કાહાડી મૂકવાનો વિચાર ધાર્યો હોય એમ તો જણાયછે !

**લલિતા**—સાસુજી ! એ અજ્ઞાનના બોલ્યા સામું તમે શુ જુઓ છો ? હુ જો કાઇ કેહેતી હોઉં તો મારો વાક એને મારા બાપે જરા મોડે ચડાવેલો છે, એટલે કોઇ વાર જરા હદ પાર જતો રેહેછે

**કજિયાબાઇ**—લડાવેલો હોય તો લાડે તારી માને; અમે શુ તારા બાપનાં ઓશિયાળાં છિયે, જે અમને આઘું પાછુ કેહે ?

**પથીરામ**—હજુ તારે જંપવુ નથી કે ? છાની માની બેશી રેહે, નહિકર ચોટલે ઝાલીને બાહાર કાહાડીશ

**કજિયાબાઇ**—લે મારા રડયા, કાહાડ જોઇયે, લે મારા રડયા કાહાડ જોઇયે (તેના પગ આગળ માથુ ફૂટીને બુમગાણુ કરી મૂકેછે, તે સાભળીને આસપાસના પડોશિયોની સ્રિવા એકઠી થઇ પ્રવેશ કરેછે )

**પેહેલી સ્ત્રી**—અલી શણગાર ! આવની, પણ જોવાની મઝા છે પેલી લલિતા આવી, ને આજની આજ ધડાધડ ચાલી

**ગુલાબ**—વાહરે ! કજિયાબાઈ, આ શો જુલમ વહૂ શકનમા આવી છે, ને કજિયો શો માડયો છે ?

**ત્રીજી સ્ત્રી**—જા, જા, મારી બાઈ ! એક હાથે તાળી પડી કોઇ દાહાડો સાભળી છે ?

( રૂમ ઝુમ કરતી આવી વેવણ મે જાણ્યુ વણઝારી રે હા રે હા એ રાગ )

**પેહેલીસ્ત્રી**—ટકટક કરતી, મેણા દેતી,
તુ મરવા શીદ આવી રે, હા રે હા

**બીજી સ્ત્રી**—માડી તેડી લાવી રે, હા રે હા

**ત્રીજી સ્ત્રી**—આની વરને રોતી રે, હારે હા.

**ચોથી સ્ત્રી**—વહૂ તો કપટી પૂરે પૂરી,
ડાવ ન દિલનો ધોતી રે હાં રે હા

**પાંચમી સ્ત્રી**—ધડમધડા તો પ્રથમજ ચાલી,
નણદી ઢોળી પાડી રે, હા રે હા.

**બીજી સ્ત્રી**—ધી ખાઇ થઈ એ પાડી રે હા રે હા

**ગુલાબ**— ભુડી બાઇઓ ભુડુ ભાખો,
ખોટુ આળ ચઢાવો રે હા રે હા.
મરવા અહીં શીદ આવો રે હા રે હાં.

**છઠ્ઠી સ્ત્રી**— હાય રે, હાય રે, હાય રે, લલિતા,
નણદીને ધમકાવેરે હા રે હા.

**પેહેલી સ્ત્રી**—પણ તેમા નહિ ફાવે રે—હા રે હા

**ત્રીજી સ્ત્રી**— તાળી પડે ન એકજ હાથે,
એ કેહણી કયમ વિસરો રે હાં રે હા.

**પથીરામ**— રાંડો અહીંથી નીસરોરે. હા રે હા.

**ગુલાબ**— ભલી લલિતા, ભુડુ ન ભાખે,
તેને કયમ ધમકાવો રે હા રે હા.

**કજીઆ**— એ પર મારો દાવો રે હા રે હા.

**બાકીની બીજી બધી સ્ત્રિયો**—જુઓ બાઇઓ! બિચારી દુખિયારી નણુદના અત્યારથી ભોગ મળ્યા, તો આગળ ઉપર એને શુ પાળશે?

**કજિયાબાઈ**—( બુદ્ધિ મળી એટલે ) બાઈઓ, મારા પેલા અવતારના ભોગ છે આ નિસાસણી ભાભી એના માટીને સાથે લેતી આવી છે, તે મને મારવાને ઉભો થયો છે　　( રડેછે )

**સ્ત્રિયો**—બેહેન'દેવે તને મારેલી જ છે તો. અકળાઈશ નહિ, છાની

**કર્કશા**—મારી દશા કોણ જાણે કેવીએ બેઠી છે દીકરી રાડી,ઘરબાર ગયા, દીકરો નાશી ગયો, ને તેને શોધવા એના બાપ પણ માદા માદા ગયા.

**કજિયાબાઈ**—જે દાહાડાથી ભાઈ પરણ્યો છે તે દાહાડાથી લોહોડાને પાયે પનોતી બેઠી છે, તેથી જપીને બેસવા વારો આવ્યો નથી જુવોને ભાભીના પગલા! એણે અહિં આવીને ભાઇનો પગ ટાળ્યો મારો એકનો એક ભાઈ, કોણ જાણે કયાય જતો રહ્યો હશે, ને મારા બાપની કેવીએ વલે થઈ હશે.

**લલિતા**—નણુદ, એમા મારો શો દોષ? તમે લોક એકઠા કરીને શુ કરવા ઘરની વાત ઉઘાડી કરોછો? હુ તમને એક શબ્દ પણ ઉંચે સ્વરે કેહેતી નથી, તેમ છતા તમે મોમાં જીભ કેમ ઘાલતા નથી? (પોતાની સાસુને) બાઈજી! તમે મારો દોષ કાહાડોછો? મને આવીને બેહ એ ઘડી પણ થઈ નથી,એટલામા,મને બળેલીને બાળવાનું કરો છો? ( તેનુ હૃદય ભરાઈ આવેછે )

**પથીરામ**—( બધી બાયડિયોને )જો એ માદીકરીનામા સમજણ હોય તો શકનમા આવો કકાસ કરે? મારી લલિતાએ ઘરમા પગ તો હવણા મૂકયો છે, એટલામા એને મેણુા મારવાને મડી જાયછે, એ શુ ઘટિત છે? એની આટલી ઉંમર થઇ, પણ એણે કોઇને ઉંચે સ્વરે એક પણ બોલ કહ્યો નથી, એવી સમજુ અને ગરીબ સ્વભાવની છે, તેને વિના કારણે મેણુા મારે? ઘરમાં કોઈ પુરૂષ મળે નહિ, એટલે પછી શાનો ધાક હોય જે? દભરાજ હોય તો આટલુ બધુ થાય? પેહેલે દાહાડે જ આવા ગણેશ બેસે?

**ગુલાબ**—(સર્વે સ્ત્રિયોને) બાયડીજાતને માથે ખાસડુ છે, આ તમે બધી જાણ્યા પીછ્યા વિના શુ જોઇને વચ્ચે હાજિયો પૂરવાને મડી ગઈ? તમને શરમ નથી લાગતી? પેહેલે આણે વહૂ આવી છે, નદનકુમાર આવો નઠારા લક્ષણનો નીકળ્યો છે એ આખા નગરમાં કોણ નથી જાણતું! ને વહૂ આવી ડાહી, બિચારી ખાશરે પાંશરી વાત કરેછે. એણે આવીને પગ દીધો

ત્યારની હુ કમાડ આગળ ઉભી રહી સાભળુછુ, એનો એમા જરા પણ વાક નથી, તેમ છતા, આડા આડા બાઝોછો, ને કાઇ કારણ જાણ્યા વિના વચ્ચે ટાપશી પૂરોછો, ને શરમ નથી આવતી ? જાઓ મારી બાઇયો ! તમારે કાઇ કામ છે કે નહિ ? ( સર્વને હાથ વતે ઠેલેછે )

પંથીરામ—અહિથી તમે ચાડાલણિયો નીકળો, નહિકર ચોટલે ઝાલીને કાહાડીશ (સ્ત્રિયો બોલ્યા ચા ન્યા વિના એક પછી એક જાયછે )

કર્કશા—આ તો લેવાદેવા વિનાના ભવાડા ?

ગુલાબ—કર્કશા ! તમે આવડા મોટા થયા પણ તમારી સમજણ એવી ને એવીજ રહી કજિયાબાઇ અલેતી છે, તેવી નજરમા આવે તેમ આઘુ પાછુ બોલે ને તમારે એને વારવી જોઈયે, તેને બદલે ઉશ્કેરણી આપવા જેવુ કરોછો એ ઘટેછે ? મારે તો એમા કશુ લેવુ દેવુ નથી, પણ એમ કર્યે તમારા ઘરના ભવાડા થાયછે લોકને શુ ? જરા સળગ્યુ હોય તો વધારે સળગાવીને તમાસો જોવા ઉભા થાય. આ પેલી દુષ્ટાઓ, કાંઈ પણ કારણ જાણતી નહતી, તેમ છતા વચ્ચે ટાપશિયો પૂરતી હતી, તેમને તમારે વારવી જોઇયે, પણ તમાસો જોતા હો, તેમ હોઠ ઉપર આગળી મૂકીને ટક ટક જોયા કર્યુ મારી આટલી ઉમર થઈ, પણ તમારા ઘરના જેવો વાટ કહિં પણ જાવામા આવ્યો નથી. બિચારા દભરાજ દુઃખાએ કરીને સોસાઇ ગયા, પણ તમારા જાણુવામા કશુ કારણ આવતું નથી, ને નિરપરાધી વહૂને માથે દોષ મૂકોછો ?

પથીરામ—બાઇ ! તમે કોઇ ધર્માત્મા અને સમજુ છો હુ પારકે ઘેર આવુ તતડીને કોઇ દાહાડો બોલુ નહિ, પણ મારી લલિતા—જેણે કોઇ દિવસ દુઃખ કે કજિયાનુ મો જોયુ નથી, તેના ઉપર વિનાકારણે, પ્રથમ શક નમાજ જુલમ કરે તે મારાથી કેમ સેહેવાય ? મને એના બાપે એની સભાળ રાખવા સારૂ મોકલ્યો છે હજુ સુધી જમવાનુ ઠેકાણું તો છે નહિ, ત્યાર પેહેલા, કામકાજ કરવાની વાત કાહાડીને, વિના કારણે લડી મુવા આવુ તો કોઈ ઠેકાણે હોય નહિ, ( કર્કશાને ) તમારાથી માણસ રખાય એમ નહિ હોય તો લલિતાના ભાગનું તમને કાઈ ભારે પડવા દેનાર નથી. આ એક હુંડી હુ પચીસ હજારની સમજીને જ લેતો આવ્યોછુ પાર પડશે તો વળી બીજી મગાવીશ લલિતા તો એના માબાપના પ્રાણ છે

ગુલાબ—( કર્કશાને એક બાજુએ લઇ જઇને ) કર્કશાબાઇ ! તમે બારે દાહાડા આવા કર્કશા કેમ રહ્યા ? તમારૂ બધુ ખેદાન મેદાન થવા આવ્યુ

ત્યારે તો હવે જંપીને બેસો ! લલિતા પચીસ હજાર રૂપિયાની હુંડી લાવી છે એમાંથી તો આખા ભવના ભવ નિભાવ થાય. એના બાપને એના વિના કોઇ નથી, એવું તમે મને ને દાહાડે કેહેતા હતા, ત્યારે નંદનકુમાર જો જીવતો રેહેશે, તો બધું એનું જ છે તો, પણ મળીને ખવાશે, સામા થઇને ખવાશે નહિ તમારા નંદનકુમાર નઠારા ઉઠયા છે, તેથી લલિતાને સુખ મળવાનું નથી, એનો તમારા વરે તો નિશ્ચય કર્યો છે, એવું મારા વરના કેહેવાથી હું કે દાહાડાની જાણુંછું, એમા કાંઇ ફેરફાર નથી ત્યારે એને સાસરૂં ને પિયર સરખા છે, તેથી જો તમે જરા એને છેડશો, તો એ અહિં રેહેશે નહિ, ને એના માબાપ જાણશે કે તુરત બોલાવી લઈ પોતાને ઘેર રાખશે, તો પછી એક પાઈ તમારે હાથ આવવાની નથી ને હવે તમારો પૈસો ખૂટયો છે દરબારથી હવે કમાવા જવાય એમ નથી નંદનકુમાર નો કમાય શાના, પણ હશે તે ઉડાવી નાખશે, માટે તમે મારૂં માનો તો જરા જંપો, ને તમારી દીકરી જે ચાદવી કરી નાખી છે, તેને વારી રાખો ઉપરનો નોખો માળ છે, તે વહુના સ્વાધીનમાં કરો ઘરમાં કાંઇ ખર્ચ થાય તેની તમે ચિન્તા કરશો નહિ એ એની મેળે પૂરૂં કરશે

**કર્કશા**—વારૂ ત્યારે ઠીક છે, હવે રસોઈ કરાવું

**ગુલાબ**—ઘરની વાત ચાલતા સુધી ઉઘાડી પડવા દેવી નહિ. આજે વહૂ શકનમાં આવી છે, માટે કંસાર કરાવજો

**કર્કશા**—( બ્રાહ્મણને રાંધવાની આજ્ઞા આપીને ) ગુલાબ ! આવો, આપણે વહૂને ઉપર લઇ જઇને બધું બતાવિયે ( સર્વે ઉપર જાઉછે ને કજિયાબાઈ રડતી બેશી રેહેછે પછી બધા પાછા આવેછે )

**ગુલાબ**—લલિતા ! કેમ એ જગ્યા તમને ગમશે ?

**લલિતા**—વાહ ! એ જગ્યા તો ઘણી સુંદર છે

**કર્કશા**—લલિતા આવવાની હતી, માટે અગાઉથી લીપાવી ધુપાવી ઠીક કરાવી રખાવી છે

**લલિતા**—સાસુજી ! તમે મારા ઉપર દયાભાવ રાખજો, એટલે મને સર્વ મળ્યું એવું હું સમજીશ

**પથીરામ**—લલિતા ખરી વાત કેહેછે. તમે જો પાધરા ચાલશો તો લલિતાને નવેનિધિ ને અષ્ટમહાસિદ્ધિ મળ્યા એમ સમજશે હું કાલે સવારે જઇને પૃથ્વીના પડમાંથી દરબારજને ને નંદનકુમારને શોધી લાવીશ.

**ગુલાબ**—વાહ રે ભાઈ ! રંગ છે તને વારૂ ઠીક થયું જે તું લલિતા સાથે આવ્યો. સંગાથે મારા જી ગયા છે તેમને પણ તેડતો આવજે.

કર્કશા—હા બાઇ ! બુદ્ધિસાગર કરીને એમના વર છે, તે નંદનકુમારના બાપના નાનપણના ગોઠિયા છે, તે એમની સાથે, નંદનકુમારને શોધવા ગયા છે

લલિતા—એવા મિત્રને પણ ધન્ય છે ! ને ગુલાબબાઇ, તમે પણ કોઈ સુજ્ઞ છો વારૂ, તમારા સમાગમથી મને પણ લાભ થશે.

ગુલાબ—હુ આજથી પાચમા વર્ષ ઉપર કેવી હતી, તે કર્કશાબાઇ સારી પેઠે જાણેછે મારા વરે મને બે અક્ષર ભણવાનુ સાધન કરી આપ્યુ, ને હુ બહુ મેહેનત કરીને ભણી, અને વિચારીને વર્તવા લાગી ત્યારથી, મારે ને એમને મળતી રાશ આવી, ને જપીને રોટલો ખાઇયે છિયે, નહિકર વળી મારા જેવી કોઇ ભૂડી નો'તી

કજિયાબાઈ—હવે જાણ્યા તમને ડાહ્યા ? કાકી થઇને ઉપટા કાપવા બેઠા પૈસાવાળાનુ સર્વે તાણે મારી મા પણ હવે ચાટની વેહેલમા બેશી ગઇ જાણુછુસ્તો જે લલિતા આવી, એટલે હવે, મારા માન ઉતરયા

ગુલાબ—તુ જન્મારાની એવી ને એવી જ રહી

લલિતા—નણુદ ! હુ તમારી વિના મૂલની દાસી છુ એમ જાણજો તમે મને જે કહ્યુ છે તે જરા પણ મેં મનમા રાખ્યુ નથી પણ હવે હુ ક્ષમા માગુછુ, કે મ કશુ કેહેવાયુ હોય, તે તમે મનમા રાખશો નહિ

કર્કશા—અરે એ તો ગાંડી છે વહુ, તુ જરાય સકોચાઇશ નહિ

પથીરામ—પાશરી વાત કરોછો, ત્યારે કેવુ સર્વેને સારૂં લાગેછે ?

ગુલાબ—કજિયાનુ કાળુ મો, જેના ઘરમા કજિયો, તેના ઘરમાથી ખાવાનુ ટળે

કજિયાબાઈ—અલ્યા બામણ ! ભાભીનાથી તો છૂટાવાનુ નથી, પણ તુ મારા ઘરમા નહિ

પથીરામ—કજિયાબાઈ ! તમે હજુ એવા ને એવા રહ્યા કે ?

લલિતા—ખબડદાર પથીરામ ! જોજે વત્તુ ઓછુ બોલતો

કજિયાબાઈ—બોલ્યો, બોલ્યો, એનુ મોજ કેહેછે હવે બોલે તો કોહોવાડે ડાચું ચીરૂ

ગુલાબ—આ તે તારી રીત કેવી કેહેવાય ! જોયુ કર્કશાબાઇ ! બ્રાહ્મણનો હવે વાક છે ?

કર્કશા—મોઈ રાડ અભાગણી, સાસ ને કળ વળવા દેતી નથી.

કજિયાબાઈ—( રડતા ) મોઈ હું રાંડ અભાગણી, જે તારે પેટે પ
ત્થર અવતરી નહિ. દૈવે મારૂં બગાડ્યું, એટલે તું પછી તારી નજરમ
આવે તેમ બોલ્ય

લલિતા—નણંદ! હું તમારે પગે લાગુછું, કે તમે હવે કોઇના
બોલ્યા સામું જોશો નહિ.

કજિયાબાઈ—જાણી હવે તને ડાહાપલી હવણા ડાહાપલી થાયછે,
ત્યારે પેહેલેથી કેમ પાશરી રહી નહિ, જે મારીને સસરાનું નખોદ વાળી દીધું!

ગુલાબ—જીભડી તારી રાખ સખની જેને તેને વિના કારણે કરડવા
શું જાઉછું.

કજિયાબાઈ—જ્યા મા વેરીની પેઠે સામી થઇ, ત્યા લોક નજર-
મા આવે તેમ કેહેશે ( રુછે )

કર્કશા—બેહેન! રેહે છાની ( તેને છાતી સરસી ચાપછે )

ગુલાબ—કર્કશાબાઇ! એને લઇને ચાલો આપણે જઇયે (જાયછે)

પથીરામ—લલિતા! પેહેલેથી જો મેં સપાટો માર્યો હોત નહિ.
તો આ રાક્ષસિયો તને જપીને બેસવા દેત નહિ

લલિતા—મૂર્ખ હોય તેને નમી પડવાથી, અને ચડાવીને કામ લે
નાથી ઠીક પડેછે મારા પૂરા ભાગ્ય મજના છે. પથીરામ! જો ગુલાબબાઈ
હોત નહિ, તો અત્યારે પૂરી ફજેતી હતી

પથીરામ—ફજેતી શી હતી? રડાઓને ચોટલે ઝાલીને બાહાર
કાહાડત, એટલે એની મેળે પાશરી થાત.

લલિતા—કાલે તો તું નક્કી કહિ શોધ કરવા નીકળ

પથીરામ—એ વિષેની તારે કશી હાયવરાળ કરવી નહિ જ્યા હશે
ત્યાથી દમરાજ અને નંદનકુમારને હું લાવીશ બુદ્ધિસાગર સાથે છે, તેથી
ઠીક છે. લલિતા! હવે ઇશ્વર કરશે તો, સર્વે વાતે સારા વાના થશે. દમ-
રાજ નરમ સ્વભાવના છે, વળી બુદ્ધિસાગર એનો મિત્ર છે, તેથી એની
અને એની વહૂ ગુલાબની આપણને ઘણી ઓથ મળશે.

લલિતા—ઇશ્વર હવે રૂઠેલો નહિ રેહેતા સહાય થાય તો બહુ સારૂં.

પથીરામ—હવે તું જો તો ખરી. પણ ચાલ બાપુ, મને ભૂખ
લાગી છે, ભોજનનો હવે સમય થયો હશે. ( જાયછે )

## प्रवेश ४ थो.

### स्थळ, प्रियंवदानुं घर.

### પ્રિયવદા અને છળદાસ.

**છળદાસ**—કેમ પ્રિયવદા! હવે ઠીક થયુ કે નહિ? મારા હેરક ઘણા ચકોર છે, તેથી આપણુ જે તે કામ સિદ્ધ થયા વિના રેહેતું નથી નદનકુમારને એક હેરકે અજાણ્યા થઇને ઉગમણાને બદલે આથમણાની ભાળ બતાવી, એટલે એણે એ દિશા ભણી ઘોડો મારી મૂક્યો. હવે એ વેહેલો પાછો આવનાર નથી, એટલી વારમા સર્વે ટાહાડુ પડશે આપણે જો પાછા આવ્યા હોત નહિ, તો માથે મોહુ આળ આવત હવે તો કેહેવા ચાલશે, જે અમે કાઇ વાત જાણતા નથી પૈસો શોધશે તો આપણી પાસે નીકળવાનો નથી

**પ્રિયવદા**—નદનનો બાપ એને શોધવાને નીકળી પડ્યો છે, એનુ જે તમારો એક હેરક કેહેતો હતો તેનુ શુ થયુ હશે? જો એને વેહેલો પકડી પાડી પાછો આણશે, ને એ મૂર્ખ માની દેશે, કે, મેં તો પ્રિયવદાને ને છળદાસને પૈસો આપી દીધો છે, તો પછી આપણા ભોગ મળશે.

**છળદાસ**—એનો જીવ હજુ સુધી તમારામા છે તે તમનેજ શોધવાને વલખા મારેછે, તેથી એનુ કેહે એમ નથી, તોપણ મેં એને ઘણા પ્રકારે સમજાવ્યો છે, તેમ છતા, કદાપિ એ અહિં આવશે, ને આપણે પાછા આવ્યા છિયે એમ જાણશે, તો પાછો વળગતો આવ્યા વિના રેહેનાર નથી, પછી તો એ છે ને આપણે છિયે પણ એક બીજી જાણવા જેવી વાત તમને કહુ

**પ્રિયવદા**—કોહોને ભાઇ! તે શી છે જે?

**છળદાસ**—પ્રિયવદા! હુ તમારો કે દા'ડાનો ભાઈ, જે મને ભાઇ કો'છો? તમારી જીભમા હાડકુ નથી, એટલે નજરમા આવે તેમ વળી જાયછે

**પ્રિયવદા**—ભૂલી, ભાઈ, ભૂલી

**છળદાસ**—હજુ એનુ એ કે?

**પ્રિયવદા**—મારાથી એમ બોલાઈ જવાયછે તેનુ કારણ હવે મને સમજાયુ સાભળો કહુછુ–માઠુ લગાડશો નહિ જેમા તેમા ભાઇ હોય તે ભાગ પડાવે, તમે મારામા ભાગ પડાવોછો, તેથી તમને તેવા સમજી એમ બોલી જવાયછે પેલી વાત કોહો.

છળદાસ–માટેતે એમ બોલાતું હશે? વાત તો એ, કે લલિતા આવી છે

પ્રિયવદા—હે !

છળદાસ—હા ચૌટામા એના બાપની પચીસ હજારની હુડી લખેલી આવી હતી, તે ઉપરથી તજવીજ કરતા જણાયુ. એ પચીસ હજાર પોતાના ખર્ચ સારૂ લેતી આવી હશે શો ગજબ ! નદનકુમાર કોઇ ભાગ્યશાળી તો ખરો,જે એના ઘરમા રૂપિયા કાકરાની પેઠે ખર્ચાય છે. મારો એક હેરક કેહેતો હતો, કે, લલિતાની પાસે ઓછામા ઓછુ સાઠ શીત્તેર હજારનું ઘરેણુ છે મોતી ને હીરા વિના વાત નથી.

પ્રિયવદા—એનો બાપ એવો તે કેવો દ્રવ્યવાન હશે, જે એમ પેસો ખર્ચે છે ?

છળદાસ—એનો બાપ જગત શેઠ છે, અસલથી એ નાણાવાળા છે, ને પાર વિનાનો વેપાર દેશાવર ખાતાનો ખેડાય છે, તેથી અઢળક ઉપજ આવેછે લલિતા આવવાથી, આપણે ધારતા હતા એટલી અડચણ નથી, પણ ઉલટો લાભ છે, તે આગળ ઉપર તમને ખબર પડશે મને તો લાગે છે, કે હવે નદનકુમાર આવે તો પાછી ઠીક રમુજ પડે •

પ્રિયવદા–વળી એને પાછો જપીને બેસવા દેવો ધાર્યો નથી કે શુ ?

છળદાસ—એ એને ગમેછે તેમ કરેછે, એમા મારો વાક નથી, એને ધૂતી ખાનાર તો તમે છો, હુ નથી.

પ્રિયવદા—વાહરે, છળદાસ! ઘાટ તમે રચોછો, ને મારો વાક ડાહાડોછો ? હવે તો હુ નદનકુમારને મારે અહિં આવવા દેનાર નથી, ઘણામા માલ નહિ.

છળદાસ–એને હાડછેડ કરો, તો પછી કહી દીધાવિના રેહે નહિ તો

પ્રિયવદા–હા, એ વાત પણ ખરી ,પણ આપણે એને કેહેવુ નહિ પડે, લલિતા એવી લક્ષણવતી છે, કે એને જરા પણ વીસો મૂકશે નહિ

છળદાસ—લલિતાને એનુ મો ના ગમે, ને એને લલિતાનુ મો ના ગમે, એમ કર્યા વિના આપણી હવે સિદ્ધિ નથી. જો એને વશ થઇ જાય, તો પછી ફળાવીને બધી વાત મનાવે તમારે એ વિષે વિચાર કરવાની જરૂર નથી ઘટિત રસ્તો હુ ઉવારીશ, ને એમાથી તમને ને મને બન્નેને લાભ થશે નદનકુમાર ક્યાં છે, તેની બાળ મને મળી છે, માટે આજે ઘોડે અસ્વાર થઇને હું તેડી લાવુંછુ. એના બાપ આડી દિશાએ ગયા છે એટલે થાકીને પાછા આવશે, ને હું તેડી લાવીશ, ને મોટી બડાઈની

વાતો કરીશ, એટલે એના બાપનો મારા ઉપર રોષ છે તે ઉતરી જશે. વળી એ નાશી ગયો છે, તે આપણે લીધે નહિ, પણ એની વહૂ આવવાની હતી માટે, એવી આખા નગરમા મે વાત ચલાવી છે, ને એના બાપની પણ એ વિષે ખાતરી થયેલી છે, તેથી હુ એને તેડી લાવીશ તેના બદલામા ઉલટો શરપાવ લઇશ તમે તમારી મેળે જોયા કરો હવે દભરાજ અને બુદ્ધિસાગરને પાછા વળ્યા વિના સિદ્ધિ નથી, ત્યાર સોરો તો નદનકુમારને લઇને આ આવ્યો. ( જાય છે )

## प्रवेश ५ मो.

### स्थळ, पश्चिम दिशानुं वन.

### દભરાજ અને બુદ્ધિસાગર.

દંભરાજ—( રાગ ઓખાહરણનો મારૂ અથવા ગોડી, )

કેમ મિત્ર માગ ! શુ કરિયે, હવે કેણી મગા ડગ ભરિયે,
બાળ પુત્રની તો નથી જડતી, કાઇ કળ મુજને નથી પડતી ૧
દુ ખ મનમા મને થાય ઝાજુ, જીભે વર્ણવતા તે લાજુ,
એમાં દોષ છે સઘળો મારો, ઉપદેશ ન માન્યો તમારો ૨
નાનપણમા ઘણુ મે ચડાવ્યો, નાનાવિધના તો લાડે લડાવ્યો,
એણે કીધુ તે કરવા દીધુ, તેનું કાઇ દુ ખ મનમા ન લીધુ ૩
પરિણામ થયો આ માઠા, પુછ્છ ઉ ધી વાળી પછી નાઠો,
કાઇ વિદ્યા નથી મ ભણાવી, નીતિ રીતિ ન કાઇ જણાવી. ૪
દુષ્ટ સગમા રેહેવા દીધો, કોઇ વાતે નકાર ન કીધો,
ઘેર નારી તે પણ નહિ સારી, તે તો કકાશિયણ છે ભારી ૫
તેથી હારી વણુ હુ છૂટયો, શાન્તરસને વણો મેં ત્રૂટયો,
નાનપણથી નહિ હુ સારો, રસ્તો ઝાલેલો છેક નઠારો. ૬
ગણી કુલીનપણુ મન ફૂલ્યો, ખોટો દભ કરી પછી ફૂલ્યો,
જીવરાજનો વાદ મેં કીધો, અર્ધ પૈસો ઉડાવી દીધો ૭
પુત્રે બાકી રહેલુ ઉડાવ્યુ, નામ કુળનુ તેણે બૂડાવ્યુ,
લલિતાની ગતિ શી થાશે, તેના દિવસ હવે કેમ જાશે ? ૮
તે તો આવી હશે ઘેર પ્રીતે, ગુણી શો કે ભરાશે રીતે
ઘેર કર્કશા છે મુજ નારી, તે તો પીડા દેશે એને ભારી. ૯
પુત્રી તે પણ કજિયાખોર, એને લડવાનુ છે ઘણુ જોર,
ભમે જીવ હવે ઘેર મારો, કેમ શો છે વિચાર તમારો ? ૧૦

**બુદ્ધિસાગર**—( રાગ મારૂ અથવા ગોડી અથવા હમીર કલ્યાણ )

મારા મિત્ર, દુઃખી નવ થાવુ, ધીરે ધીરે હવે ઘેર જાવુ;
જેવુ ભાવી હશે તેવુ બનશે, જેવુ વાવ્યુ હશે તેવુ લણુશે. ૧
જ્યારે પ્રથમ કશુ ન વિચાર્યુ, અંતે શુ થશે એ નવ ધાર્યુ,
થાય કયાથી પરિણામ સારો, હેઠે બેશીને આપ વિચારો. ૨

**દંભરાજ**— ( રાગ મારૂ કે ગોડી )

મૂર્ખ છે પુત્ર પણુ ઘેર આવે, તો તો મુજને ઘણુ મન ભાવે,
જીવતો ઘેર હોય જો એવો, આખ ઠારે માબાપની તેવો ૧
એની સ્ત્રીનો બળાપો ટાળે, જીવતા તે રડાપો ન આલે,
મારૂ જો પછી મૃત્યુ થાય, જીવ ગતિયે એને જોઇ જાય ૨
પાછો પિંડ મૂકીને પોષે, 'મારા બાપ' કહીને રોશે,
માટે મુજને ઘણુ મન લાગે, ઘેર આવે તો મુજ ભીડ ભાગે. ૩

**બુદ્ધિસાગર**— ( રાગ મારૂ કે બિહાગ અથવા ગોડી )

ગુણી હોય અમે તેવો સુત, મૃત્યુ પામે ને જીવે કપૂત,
ઘણુા મનમા માને, મોડે કે'છે, "શાને જીવ્યો આ તો જીવ લેછે".૧
તેમ હવણુા તમારે થયુ છે, બધુ વેતર વડી ગયુ છે,
પુત્ર જીવ્યો ન જીવ્યો સરખો, છેક ઝાણી નજર કરી નરખો ૨
આ તો જીવેછે, કો' કાળ મળશે, ત્યારે દુઃખ વિયોગનું ટળશે,
જુવો 'હિતોપદેશ'[1] શુ કે' છે, એમા કેવો દિલાસો દે છે,— ૩

**દોહરા.**

"જન્મ્યો સુત તો શુ થયુ ? નહિ ધાર્મિક વિદ્વાન,
કાણુા ડોળા આખને કેવળ પીડા માન"
"[2]અજાત [3]મૃત, ને મૂર્ખમા, વર બે આદિ, ન છેહ,
એક વાર દુઃખ આદિ દે, પદે પદે દે છેહ."

**દંભરાજ**— ( રાગ મારૂ કે ગોડી )

સર્વે સત્ય કહી તમે વાત, ચાલો પોહોચીશુ થાતા પ્રભાત,
વિનવીશુ જઇ છળદાસ, શોધાવીશુ બન્ને એની પાસ

( બન્ને જણુ ચાલવા માંડેછે )

---

૧ ગુજરાતી હિતોપદેશની પ્રસ્તાવનાના દોહરા ૧૧-૧૨ ૨ નહિ જન્મેલો ૩ મરેલો

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ, પ્રિયંવદાનું ઘર.

નંદનકુમાર અને છળદાસ પ્રવેશ કરેછે.

પ્રિયંવદા—( રાગ કાલિંગડો )

આવો નંદન છો તમે મુજ પ્રાણ, રંગલાલા,
તમ વિના સહ્યું મેં ઘણું દુ:ખ રે જી,
ગઇ ખરી પણ ગોઠિયું મુને નહિ રે લાલા,
આવી દોડી જોવા તમ મુખ રે જી ૧
જીવ હતો અહિં ને તહિં ખોળિયું રે લાલા,
જાણ્યું ક્યારે જાઉં જોવા નંદ૦ રે જી,
તેથી ત્યાં પાણી પીવા રહી નહિ રે લાલા,
એવા આપ મુજ સુખકંદ રે જી ૨
આવી તો ન દીઠા, તમે ક્યાં હતા રે લાલા,
મોકલ્યા છળદાસ જોવા કાજ રે જી,
અન્ન કેરી આખડી મુને હતી રે લાલા,
પેટ ભરી ખાઈશ અન્ન આજ રે જી. ૩
કીધી માયા તો પછી નહિ મૂકિયે રે લાલા,
નહિ પરાયો જીવ કદિ બાળિયે જી,
પ્રીતિ થઇ તો પછી નિભાવિયે રે લાલા,
પ્રીતિ વશ નિત્ય થઇ ચાલિયે જી ૪
હતી ભીતિ ઘણી આપ બાપની રે લાલા,
તોય આવી દોડી તમ કાજ રે જી,
કરી તમે તમારી તો ન છોડશો રે લાલા,
છે તમારે હાથ મારી લાજ રે જી ૫
આવી છે લલિતા વહૂ તમતણી રે લાલા,
તેને નહિ ભેદ કાંઇ આપવા જી,
આપતો પેહેલેથી તે પર રાખવો રે લાલા,
તેને જીવ કાંઇ નહિ સોંપવો જી ૬
અને આપ દાસી જેવી જાણજો રે લાલા,
છો લલિતા રે'તી તમ ઘેર રે જી,

ઘાટ તો ઘડીશું એનો ફાવતો રે લાલા,
મારે હવે થઇ લીલા લેહેર રે જી ૭

**નદનકુમાર**—પ્રિયવદા ! મને જેટલુ થાયછે તેટલુ તમને નહિ થતુ હોય તમે ગયાં તે દાહાડે હુ તમારે ઘેર આવ્યો, ને તમને દીઠા નહિ, એટલે બારોબાર ઘોડો લઇને તમારી ભાળ કાહાડવા નીકળી પડયો રસ્તામા ખાવા પીવાને વાસ્તે પણ હુ ઘણો હેરાન થયો, ને આમથી તેમ, એમ ગામથી પેલે ગામ, બહુ અથડાયો, પણ તમે કહિ જડયાં નહિ, ત્યારે પાછો અહિયા જોવા આવવાને સારૂ નીકળ્યો, તે એવા વિચારથી, કે છાનુ માના આવીને તમારે ઘેર જોઈ જઉ, ને તમે હો નહિ તો પાછા શોધવાને નીકળી પડવુ પૂછોને છળદાસને, એ મને અહિથી પાચ ગાઉ ઉપર મળ્યા, ત્યારે બધુ કહ્યું છે, કેમ છળદાસ ખરૂ કે નહિ ?

**છળદાસ**—નદનકુમારે કહ્યુ તે અક્ષરે અક્ષર ખરૂ છે તમારા ઉપર એમનો પારવનો ભાવ છે, નહિકર તમને ખોળવા પાછા આવે ? મને રસ્તામા મળી ગયા એટલે મારે અથડાવુ મટયુ નદનકુમાર તો ઘણા સમજુ છે તમારા કહ્યા વગર લલિતાને તો શુ, પણ કોઇને જરા પણ કાઇ કેહે એવા નથી અને વળી તમે કોહોછો તેમ લલિતાનો ઘાટ ઘડવો હોય તો તેમ પણ કરવાને ચૂકે એવા નથી

**નદનકુમાર**—હા, તમે જે કોહો તે કરવાને હુ તૈયાર છુ અને વળી કોઈને કશુ કહુ નહિ જોવુ કહુ એવો હઉ, તો, હવેલી ને બગચાનો કબજો અપાવ્યો, ત્યારે મારા બાપે પારવનો મને સમજાવ્યો, ને માન્યુ નહિ, ત્યારે ધમકાવ્યો પણ ખરો, ને કહ્યું, માન, છળદાસને તેં કેટલા રૂપિયા આપ્યા, પણ મેં એક બોલ માન્યો નહિ ને મારી વહૂ આવી છે, તો મારે એનું શું કામ છે ? ખાઇને બેશી રેહેશે જુવોને, આવ્યો તેવો પણ ઘેર ગયા વગર બારોબાર તમને મળવાને આવ્યો. છળદાસે તો કહ્યુ જે બધાને મળીને સાજે જઇશુ, પણ મારો જીવ રહ્યો નહિ

**છળદાસ**—હા, એમના આગ્રહથી અમે પેહેલા અહિ આવ્યા. પણ હવે ચાલો, નદનકુમાર ! આપણે તમારે ઘેર જઇયે મારો જીવ તો પડીકે બાધ્યો છે જ્યારે દભરાજ કે કોઈ મને ઠપકો દેવાને બદલે જશ આપશે, ત્યારે મારો જીવ હેઠો બેસશે જુવો, નદનકુમાર ! તમે કેહેજો, જે, છળદાસ બહુ તાણુ કરીને તેડી લાવ્યા, ત્યારેં હુ આવ્યો, નહિકર આવનાર નોહોતો, કેમકે તમે બધા મારી સાથે લડયા, ને મને બમણો ધમકાવ્યો, હવે જો મને એક બોલ કેહેશો તો મારો રસ્તો ઝાલીશ.

**નંદનકુમાર**—તમને ઠપકો ના મળે એવી રીતે બધુ કહીશ, કાંઈ ચિન્તા કરશો નહિ પ્રિયવદા ! મને તો ઘેર જવુ નથી ગમતું

**પ્રિયવદા**—નદનકુમાર ! આજે બારોબાર આવ્યા છો. તેથી ગયા વિના ચાલે નહિ, બધુ સમાધાન થાય એટલે પાછા આવજો. આ ઘર તમારૂ છે છળદાસ ! પ્રથમ આપણે અહિથી નીકળ્યા ત્યારે કહ્યું, કે, પદર હજારનું સોનું મળી શક્યુ નહિ, માટે રૂપિયા રેહેવા દીધા છે, તેનો ખુલાસો આજે કરી નાખજો, મારે ઘરેણુ કરાવવુ છે નદનકુમાર આવ્યા એટલે અડવા ફરાય નહિ

**છળદાસ**—આજ કાલ.સોનુ લાવીને સોપીશ, હવણા જરા રસ્તે તો પડવા દો, એવડુ શુ વહી જાયછે ?

**પ્રિયવદા**—તમે નદનકુમારને તેડવા ગયા, તે દાહાડે તમને કેહેવાની હતી, પણ મારો જીવ એમનામા ભરાયો હતો, તેથી વીસરી ગઈ ને તમે તો આવ્યા પછી કશુ સભાર્યુજ નથી

**નંદનકુમાર**—જઓ મારા ભાઈ, તે દહાડાનુ કેમ તમે એમને આપ્યુ નથી ? એવુ તે ડરતા હશો

**છળદાસ**—ભૂલમા સાભર્યુ નહિ. હવણા તો પરણે તેને ગાઓ, એનું, થઈ પડશે, પણ પ્રિવદા, આ ભભળિયા ભાઈના વખાણ ગાઈને એમને રીઝાવો ક્યા ગઈ પેલી છોકરિયો ગવરાતો એમની પાસે

**પ્રિયવદા**—છોકરિયો ! આવો તમે ગાઓ

**છોકરિયો** ( નાચીને ગાયછે )

ભલા ભભળિયા, કુલીન કકળિયા, પ્રેમ પપળિયા,
હા રે તમે ચતુર ચતુર તણા ચલિયા. ભલા૦
જાણુનો ઝલકો, મુખનો મલકો,
ભભકામા ભાન તો ભૂલાયા ભલા૦
સકળ અક્કલમા અગાર ઉઠ્યો,
રૂઠ્યા રો'કે ત્રઠ્યા તમે નદન નદનિયા ભલા૦

**છળદાસ**—નદનકુમાર ! સાભળ્યા તમારા વખાણ ? ચાલો હવે આપણે જઈયે ( જાયછે )

# प्रवेश ७ मो.

## स्थळ, दंभराजनी हवेली

કર્કશા, કજિયાબાઈ, લલિતા અને દંભરાજ.

કજિયાબાઈ—( દંભરાજને ઘરમા પેસતા દેખીને ) ઓ માડી ! આ મારા બાપા આવ્યા, જો, જો, જો

દંભરાજ—હા બેહેન ! આવ્યો. લલિતા ક્યાં છે કે ?

લલિતા—( એક બાજુએ હતી તે આવીને ) સસરાજી, હુ આપને વંદન કરૂછુ, શરીરે તો સુખી છો ?

દંભરાજ—તમારૂ કલ્યાણ થાઓ, હુ શરીરે સુખી છુ

કર્કશા—( ઘરની છેક માહેલી બાજુએ હતી તે બાહાર આવીને )તમે આવી પોહોચ્યા કે, ક્યા ગયો મારો નંદનકુમાર ?

દંભરાજ—મે તો એને બહુ ખોળ્યો, પણ ક્યહિ જડયો નહિ, ત્યારે પાછો ઘેર ભાળ કાહાડવા આવ્યો છુ, જે અહિ તો નથી આવ્યો ?

કર્કશા—ઘર તો હતુંસ્તો. શુ છે જે મારા દીકરાને મૂકીને આવ્યા ?

કજિયાબાઇ—આવ્યા તેવા લલિતાને માનથી બોલાવવા લાગ્યા, પણ ઝટ લઇને ભાઇની ખબર કેહેવાઈ ? લલિતા તો છે સ્તો, ભાઈ હશે, તો પારવની લલિતા.

દંભરાજ—તમારા બન્નેનો સ્વભાવ હજુ સુધી એવો ને એવો રહ્યો શુ અમને એ ઓછો વાહાલો છે, ને તમને વધારે છે ? તમારી આ રીત પ્રમાણે તો તમે લલિતાને પારવનુ વિનાડયુ હશે

કર્કશા—પૂછોને પેલી ગુલાબને, જો વીતાડ્યુ હોય તો હુ તો તરત સમજી ગઇ, ને વહૂને બહુ પજવી નથી, ને મારૂ નામ શુ કરવાને જૂઠુ દોછો જે ? ઘરડપણે તો તમારી સાન ગઈ છે. જ્યારે ને ત્યારે કૈડવાજ ધાઓછો. મારૂ તો મો જ દીઠે ગમ્યુ નહિ

લલિતા—સસરાજી ! બારણે બપોર થવા આવ્યા છે, ને આપ રસ્તાના ચાલ્યા આવોછો, ભૂખ્યા હશો, ઉઠો નાહાઓ ( પાણી કાહાડવા જાય છે.)

દંભરાજ—જોયુ, દેર આમ છે મારી રસ્તામા કેવી વલે થઈ હશે, હવણાં હું ભૂખ્યો હઈશ કે તરસ્યો, એની બેમાથી કોઇને ચિન્તા છે ? ઉલટી વડવાને મંડી જાયછે

કજિયાબાઈ—તમે તો બાપા આડા છો. અમે ઘરના તે ખોટાં,

ને ચાપલી, આજ કાલની આવેલી, પેલી લલિતા હાહી ! પૈસાને બધાય પગે લાગેછે

**લલિતા**—નણંદ ! એ થાકેલા હશે, બહુ બાઇ, એવી કુધવી જવા દો. તો બહુ સારૂ વેળા જોઈને વાત કરિયે.

**કજિયાબાઈ**—હવે જાણી તને ચાપલી, નિસાશિયણ, ફૂટેલા ભાગ્યની, રાડ ચડાળે મારા ભાઈનો પગ ટાળ્યો

**દંભરાજ**—(ગુસ્સે થઇને) વાહરે ! તારી જીભ તો હજુ વધેલી ને વધેલી દેખાય છે તો ? આટલુ બધુ બોલતા જરા શરમાતી નથી ? મારી ગેરહાજરીમા તો તમે બનેએ લલિતાને આ પ્રમાણે કોણ જાણે કેટલુ બ'ુ દુ ખ દીધુ હશે

**કર્કશા**—હવે તમે આવ્યા છો તે સુખ દેજો અમે ભૂડા રહ્યા અમારે ઘેર. તમે હોત તો ઘરનુ કામકાજ અમારી બન્નેની પાસે કરાવત, ને એને બેસારી મૂકત, ઠીક થયુ જે નોહોતા

**કજિયાબાઈ**—એ તો હુ તને નોહોતી કેહેતી, કે મારા બાપા ઘેર નથી તે ઠીક છે

**દંભરાજ**—-લલિતા ! તમે આમના તીક્ષ્ણ બાણ સરખા વચન આજ સુધી સહન કર્યા એજ ઉપરથી તમારા ભારેખમપણાની હવે ખાતરી થઈ તમે ઘણીજ સબુરી રાખી છે કુલીનપણાનુ લક્ષણ એજ છે ધન્ય છે બુદ્ધિસાગરની બુદ્ધિને, જ્યારથી મેં એમના કેહેવા ઉપર લક્ષ રાખ્યુ, ત્યારથી મારા વિચાર ઘણા બદલાઈ ગયા લલિતા ! મે મોટો વાક કર્યો છે મારી ભૂલ હવે મારા સમજવામા આવેછે જે બન્યુ ને બન્યુ કશુ મનમા આણશો નહિ. આવો ત્રાસ વેઠતા મારો ઉંમર જવા આવી તમને આ પાપે હું તેડવા મોકલતો નોહોતો હવે આ ઘર તમારૂ છે, તેની શોભા રાખવી તમારા હાથમા છે. તમે તમારે ઘેર સાહેબી ભોગવેલી, ને મારા પ્રથમના અવિચારને લીધે આ દુ ખમા આવી પડવુ પડયુ છે. જીવ રાજશેઠના જાણવામા આ બધુ આવે તો મારાથી મો દેખાડાય નહિ, એવુ બની ગયુ છે

**લલિતા**--સમરાજી ! આપ કશી વાતે ઉચો જીવ રાખશો નહિ હું કશુ દુઃખ માનતી નથી. આ ઘર હવે મારૂ છે, તેની શોભા રાખવામા મારી શોભા છે, તે હુ સારી પેઠે સમજાછુ. માબાપે તો પાળી પોષીને મોટી કરી, પણ ખરૂ ઘર તો મારે આ સમજવાનુ છે આપના

મનમા જે વિચાર આવેછે તે હું સમજુંછું. આપે કશો બળાપો કરવો નહિ. ઈશ્વર સર્વે વાતે સારા વાના કરશે

**કર્કશા**—હૂને પગે પડો પગે, એટલે મારી આપશે લાજ લાજુ કેહેતા શરમાતાય નથી ?

**દંભરાજ**—અરે અમારા બેગ લાગેતા, ને આવુ દુઃખ વેઠવાને સરજેલું ને પાછા જીવતા ઘેર આવ્યા

**કજિયાબાઈ**—ને તમે તમારી મેળે એવુ કોહો મુવા જીવતાની વાત કોણે કહી છે, જે લઈ પુડોછો ?

**કર્કશા**– આવ બેહેન ! આપણે ખડકિયે જઈને જોઈયે, આપણો નંદન આવેછે ? (જવા માંડે છે, તેવામા, નંદનકુમાર ને છળદાસ આવેછે )

આ મારો નંદન આવ્યો, આ મારો નંદન આવ્યો

**દંભરાજ**—(ઉઠીને) ભાઇ તુ ભલે આવ્યો હું તને બધે શોધીને કેટલેક દાહાડે હવણાજ આવ્યો છુ

**નંદનકુમાર**—તમે બધાએ મને પજવ્યો, તેથી હુ તો પાછો આવનાર નોહોતો, પણ આ છળદાસ બળાત્કાર કરીને ખેંચી લાવ્યા.

**લલિતા**—(છાનો માનો તેને વંદન કરેછે )

**છળદાસ**—અરે, શેઠ, શી વાત કહું હુ પણ એમુને માટે પારવનુ અથડાયો, ને ઘણી મેહેનતે શોધી કાહાડ્યા, પણ ભાઈ આવે નહિ, ત્યારે મેં વચન આપ્યુ, જે ચાલો, કોઇ તમને કશુ કેહે નહિ એવી ત્યા જઇને ગોઠવણ કરાવી આપીશ, ત્યારે ભાઇ આવ્યા છે માટે મારે કેહેવાનું એટલુ, જે, હવે કોઇએ એમને હાડછેડ કરવી નહિ એ ગયા ત્યારે તો હુ કાઇ કામ હતું તેથી બીજે ગામ ગયો હતો, પણ આવ્યો, ને ખબર જાણી, એટલે ઘેર પાણી પીવા પણ ઉભો રહ્યો નહિ. આ તમે ને તમારો દીકરો, એ ગમે તે કરે, પણ હું કાઇ જાણુ નહિ, ને વચવેગળે મારૂ નામ ગણાય, ને મારા ઉપર વેહેમ આવે, માટે હવે તો હુ એમની ઓળે ઉભો રેહેનાર નથી, પૂછો, એમને, જે આટલુ બધુ એમણે કરયુ, તે માનુ કશુ મને કહ્યુ છે ?

**દંભરાજ**—હશે ભાઈ, બારોબાર કરયુ હશે, પણ એ ઘેર આવ્યો એટલે સર્વે મળ્યુ, હવે એને કોઈ છેડનાર નથી.

**નંદનકુમાર**—હા આ છેડો તારે તો વાત જાણો. હું રહું શુ કરવાને જે !

**કર્કશા**—અરે ભાઇ ! જોઉં તો ખરી, કોણ તારૂ નામ દેનાર છે ?

**કજિયાબાઈ**—આહ બિચારો સોસાઈ ગયો આ છળદાસ હોત નહિ તો અત્યારે અહિ ક્યાંથી આવત ?

**છળદાસ**--એમને લાવતા જે માથાકૂટ પડી છે તે તમને શું કહું ? મારા મનમા તો ઘણી આશા છે, જે દંભરાજ શેઠ મને રાજી કરશે.

**કર્કશા**--હોવે, એનો મારો છોકરો તમારાથી જીવતો ઘેર આવ્યો. આ એના બાપ હતા, પણ દાહાડા ગાળીને ના મળ્યો, એટલે પાછા આવ્યા ભાયડાને કાંઈ નહિ ના, તે છળદાસને રાજી કરો

**દંભરાજ**--છળદાસ ! તમારો તો અમારે ખરેખરો પાડ માનવાનો છે. જે થઈ ગયું તે કશું સંભારતા નથી જા બેહેન, એક લાલ પાઘડી ને શાલ પેલી પેટીમાથી લાવીને આપ.

**કજિયાબાઈ**—(દોડાદોડી એક શાલ તથા પાઘડી લાવને) લો છળદાસ !

**છળદાસ**—(લઈને) વારુ, તમે મારો આટલો ગુણ જાણ્યો, તેથી તમારો પાડ માનુછુ નંદનકુમાર, હવે હુ જાઉછુ (અણસારો કરી જાયછે)

**દંભરાજ**—ભાઈ ! તુ ભૂખ્યો હઈશ, ચાલ નાહા પેલુ પાણી મૂકયું છે પણ પછે નાહાઉછુ (બને નાહાવા જાયછે)

**લલિતા**—( ક્યારના આ બધો તમાસા જોઈ રહી હતી, ને વારે વારે નંદકુમારને જોયા કરતી હતી તથા લાગ જોઈ વર્તન કરતી હતી તે પોતાના મનમ )

( શિખરિણી વૃત્ત. )

અરે, છે એ કંજો, નહિ મુખ રૂપાળું કંઈ મળે,
ખરે રાભા જેવો, નહિ નયન ચેષ્ટા કરી કળે,
અરે એ તો કાંઈ નમન નહિ મારુ સમજિયો,
જુવે મારા સામુ ભયભીત થયેલો બળજિયો ૧
વિચારો આવા છે પણ મન ન માને કશું ખરૂ,
અધીરી એવી હુ, તરત મળવાને મન કરૂ,
ગઈ ભૂલી સર્વે, અવગુણ બધા તે ગુણ થયા,
હતા જે જે સામા સરવ મુજ તણા, કહિ ગયા ! ૨
ભમુ ભૂમિ સર્વે ગગન ગમને હુ ફરી મરૂ,
કદાપિ પાતાળે, સરરરર લેતી સટ સરૂ,
તથાપિ એનો એ, અવર પર જોવું નવ ઠરે,
અરે એવો ધારો, વિધિ કરી ઠરાવ્યો કયમ ફરે ૩

* હુ આમના અણસારાથી આવકાર દેઉછુ તે એના સમજવામા આવતુ નથી

નથી રસ્તો બીજો, પતિ પર અભાવો ક્યમ કરૂં,
ભલે રૂડો ભૂંડો, પ્રિય પતિ ગણીને મન ઠરૂં, ૩૧

**કજિયાબાઇ**—( નેપથ્યમા ) લલિતા !

**લલિતા**—આવી જી ( જાયછે )

# પ્રવેશ ૮ મો.

## સ્થળ, લલિતાનો ઓરડો.

### નંદનકુમાર તથા લલિતા.

**લલિતા**— ( નંદનકુમાર આવ્યો એ દેખી વંદન કરી તેની પાસે જાયછે, અને પાનની બીડી આપેછે,) પ્રાણનાથ ! તમે રસ્તામાં બહુ શ્રમિત થયા હશો ?

**નંદનકુમાર**—( બીડી ઉડાવી નાખીને ) ચાલ રાંડ રાખણી ! ખમડ- ડ્હાગ જો મારી પાસે આવી તો ! અમારૂં ગમે તે થયું હશે તેમાં તારે શી પંચાત છે ?

**લલિતા**—પ્રિયપતિ ! તમે મારા ઉપર શું કરવાને કોપાયમાન થાઓ છો ? હું તમારી અર્ધાંગના કેહેવાઉં,તો મને તમારે માટે કેમ કઇ ના લાગે ?

**નંદનકુમાર**—ચાલ લાગવાવાળી, જાણી મૂકી છે તને, આવડી મોટી ગધેડા જેવડી થઇ છું તે શું સખની રહી હશે ? જા, મારે તારૂં કાંઇ કામ નથી, જો મને વધારે સતાવ્યો તો તારી વાત તેં જાણી

**લલિતા**—પ્રાણનાથ ! મારી આટલી ઉમર થઇ, પણ તમારા અ- પરાધમાં આવું એવું કશું કૃત્ય કરયું નથી, તેનો સાક્ષી સર્વજ્ઞ ઈશ્વર છે. મારો તિરસ્કાર તમે શું કરવાને કરોછો ? ( તેનો હાથ ઝાલવા જાયછે )

**નંદનકુમાર**—(હાથ તરછોડી નાખીને) તેં શું કાડું બાડું ઉતારી નાખવાનો વિચાર ધાર્યો છે ? ચાલ રાંડ પડી રેહે વેગળી, હું મારી મેળે થાકેલો આવ્યો છું, ને જંપવાજ દેતી નથી આવું જાણત તો હું અહિંયા શું કરવાને આવત ?

**લલિતા**—પ્રિયપતિ ! થાક્યા છો તો હું જરા પગચંપી કરૂં (કરેછે)

**નંદનકુમાર**—ખશ રાંડ, મારા પગ લૂલા કરવા ધાર્યા છે કે શું ?

**લલિતા**— ( રાગ માહાડનો દાદરો. )

પતિ મારા મે'ર કરો મે'રબાન, ભલા ગુણવાન ઉરે ધરો ટેક
પ્રાણપતિ મારા પ્રાણના રક્ષક, લાખ રીતે લેખાય,
છો આપ જીવન કેરો ઝરો, મને આપથી તૃપ્તી થાય. પતિ૦ ૧

આપ વિના મારે સસાર સઘળો, કામનો છે ન કશોય,
દેહ એ તો પણુ મારો ન માનુ, (તો) શણુગારશાનો હોય પતિ० २
રૂડા વાંના એ તો આપથી સર્વે, શિર કેરૂ છત્ર ગણાઓ
એવા પતિ મારા અંતર કેરા કેમ નમે'રા થાઓ પતિ० ३
આપ ગએલા જાણ્યા તે પળથી, સોસનાએવી સોસાઈ,
દેહ આ અર્ધો ગાળી નાખ્યો મેં તો, ચિંતા ચિત્તમા સાઇ પતિ० ४
નુર જતુ રહ્યુ મુખનુ મારૂ, સુખ ગયુ બે સાથ,
અવગેનમા અટવાઇ મરૂછુ, મે'ર કરો મારા નાથ પતિ० ५
સ્વામી સોહામણા શાણા સારા, અરજી આણી ઉર,
ભાવ ભરી હુ તો આપની દાસી, તેથી રહો નહિ દૂર પતિ० ६

મારો પથીરામ, જે આપની પાસે કાગળ લઇને આવ્યો હતો, તેને મે બીજે દિવસે આપને શોધવા મોકલ્યો છે જો આપના ઉપર ભાવ હોય નહિ તે આટલુ બધુ શુ કરવાને કરૂ ?

**નદનકુમાર**—જાણી એ તો તારી બધી લારી પડી રેહે છાની માની પેલા કોચ ઉપર હુ મારી મેળે સૂઈ જાઉ છુ (જઇ પલગમા પાહોઢેછે )

**લલિતા**—(થોડી વાર રહીને, મચ્છરદાની ખશેડી, પલગમા બેસી, અવળે મોડે સુતો છે તેને જેવા જાયછે એટલે )

**નદનકુમાર**—જો રાડ મારી રજા વગર આ !! !

( કોપાયમાન થઇને જોરથી તેને લાત મારેછે, એટલે ઉંચા પલગ ઉપરથી ધીભ લઇને બિચારી નીચે પડેછે, તેને વધારે જોસ્સામા આવીને નીચે ઉતરી લાતો મારેછે એક લાત કાનના જડાવના કાપ ઉપર વાગી એટલે )

**લલિતા**—અરે પ્રાણુપતિ ! મારા કાપના બધા મોતી અને આ લાલમ મારા ગાલમા પેશી ગયા અરે ! જરા સાચવીને એકે એકે કાહાડો મારે હાથે નથી નીકળતા અરે ! હુ બહુ દુ ખી થાઉંછુ પેહેલા ઉપરની લાતે તો મને પૂરી કરી હોત અરે ! મને અતિશય કળતર થાયછે બળતાના ભભુકા ઉઠેછે તમે વિના અપરાધે મારા ઉપર આટલો બધો કોધ શુ કરવા કરોછો ? તમે કોમળ હૃદયના થઇને આવા ઘાતકી કેમ થાઓછો ?

**નંદનકુમાર**—લે રાડ, હુ છાકટી, લે રાડ, હું છાકટી ( એમ કહી બે ચાર લાતો વધારે મારી પાછો પલગમા સૂવેછે )

**લલિતા**—( કેટલીક વારે શુદ્ધિમા આવી એટલે ) અરે ! આ તો સજ્જડ જડાઈ ગયા આ લાલો તો મારા ગાલમાથી જરા ડગમગતી પણુ નથી

હવે હું શુ કરૂં, અને કેમ કાહાડું ? અરે ! મારા હાથ લોહી લોહાણ થઈ ગયા (હાથ ખાતમાં જુવેછે)

ઓ મારા બાપ ! આ શુ લોહી (પાણીથી હાથ ધોતી જાયછે, ને મોતી વછુટ્યા એટલે કાપ તથા વાળી આદિ સર્વ ઘરેણું કાહાડીને જ્યા તકતો હતો ત્યા મૂકે છે) સંસારમા લોકોને આવા દુઃખ પડતા હશે તે મેં આજે જાણ્યુ આ તો પેહેલા દિવસનું મંગળાચરણ આ દુઃખ તે હુ કોને કહુ ! મારો પથીરામ પણ આ વેળાએ નથી

નંદનકુમાર—(લલિતા ભણી મો કરીને સુતા સુતા) રાંડ, જો કોઇને લાતો માર્યાનુ કહ્યું તો તારૂ માથુજ કાપી નાખીશ તારો માટી પથીરામ શુ કરવાનો હતો ?

લલિતા—પ્રાણપતિ ! હુ કોઇને કાંઈ કેહેવાની નથી હજી સુધી તમે આવા કોપમા કેમ છો ? (તને શાંત પાડવા પલંગ ભણી જવા માંડેછે)

નંદનકુમાર—હું તને ચોખ્ખેચોખ્ખુ કહુછુ, કે, તારે મારા ભણી આવવુ નહિ. તારી મેળે પેલા કોચ ઉપર સૂઈ રેહે, નહિકર અત્યારે કંઇનુ કંઇ થશે હુ હવે ઉંઘી જાઉછુ, માટે, મારે ફરીને એક બોલ કેહેવો પડશે, તો પછી ફરી પૂજા કરીશ

લલિતા—વારૂ ત્યારે, તમારી એમ ખુશી છે, તો આજે થાક્યા પાક્યા સુખેથી પોહોડો હું મારી મેળે નીચે સૂઇ જાઉછુ (નીચે સુઈ જાયછે કેટલીક વાર થઈ એટલે) અરે ! મારે ગારે ચચરે છે, મારી કેડ ફાટેછે લાતોના પ્રહારથી મારૂં આખુ શરીર કળેછે અરે ! મારાથી ઉઠાતું નથી હુ છેક લટુ બની ગઇ છુ. બળાત્કારે પણ ઉઠયા વિના સિદ્ધિ નથી આ કઠણ જગ્યા ઉપર ઉંઘ આવવાની નથી આ તો વસનસાટ ઉંઘેછે નાક કેટલા બધા બોલેછે ! એ ઉંઘેછે એટલે એમનુ શરીર બરાબર જોઉં તો ખરી. (જોતા જોતાં) આ હાથે આટલા બધા ખસના ફોલ્લા શા ! અરે. એ તો આખે શરીરે છે. કેડે આટલી બધી દાદર ની ! દુખાશે તો કદાપિ જાગશે, ને લાત મારશે તો ફરી હાડકા ભાગશે

નંદનકુમાર—(બબડેછે) "હું-એ-ને નહિ-બો લાવુ, હવે રાજી થઈ, રીસા નહિ મારી-પાસે-આવશે-તો હું એને-મારીશ ઠીક,-હવે-બોલ-મારી-સાથે ઉં ઉ ઉ." (ઘોરેછે)

લલિતા—અરે, એ શુ-મારે વિષે કેહેછે ! હશે, ચાલ, આજે તો

જેમ તેમ કરીને પણ ઉં'ઘુ એ ! અરે ! અરે ! આ કોચ ઉપર પણ ઉંઘ આવતી નથી હવે તે ક્યાં જાઉં ? (આમ તેમ આળોટયા કરેછે ને પછી ઉંઘી જાયછે)

**નંદનકુમાર**—(પલંગમાં આળોટતા પડી જાયછે, એટલે જાગ્રત થઈને આંખો ચોળતો) રાંડે ખેંચી પાડયો કે શું ? (ઉભો થઇ, જોઇને) રાંડ તો ઉંઘેછે ઘરેણું જોઇને) ઓહો ! આવો લાગ ફરી ફરીને આવવાનો નથી (બધું ઘરેણું લઈને જાયછે)

# प्रवेश ९ मो.

## स्थळ, प्रियंवदानुं घर.

**પ્રિયંવદા**—નંદનકુમારને ત્યાં શું થયું હશે ? એમાંથી એક પણ અત્યાર સુધી આવ્યું નહિ એક ઉંઘ તો મેં સારી કાહાડી જોઉં કેટલા થયા છે ? ઓહો ! એક વાગી ગયો દેખાયછે ! હવે કોઇ આવે એમ લાગતું નથી છળદાસ તો કહ્યા પ્રમાણે આવ્યા વગર ચૂકે એવો નથી, ને કેમ નહિ આવ્યો હોય ? અરે, કોણ જાણે એ એના શાય પેચમાં ફરતો હશે ! એ ક્યાં રાત કે દાહાડો જુવે એવો છે ! નીચેના કમાડ કોઈ ઠોકેછે કે શું ? (કાન દઇને) અરે હા, આપણાજ કમાડ કોઈ ઠોકે છે ચાલ જોઉં જોઇયે, કોણ છે ? (નીચે જઇ ઉઘાડેછે , ઓહો ! આ તો નંદનકુમાર હવાણાં હું તમારૂંજ ચિંતન કરતી હતી (ઉપર લઈ જાયછે અને ગાય છે,)

(રાગ કરંખાઉનો જિ યો કેરબાની ચાલ)

રટી રહી નંદન નંદન નામ, ટેક
આજે અત્યારે નંદન મારા,
ઝખી જંપુ બધી જામ રટી ૧
લાગણી લાગી મનની તનમાં,
વલખાં મારૂં આમ રટી ૨

**નંદનકુમાર**—(ગાયછે ઉપરના ગાયના છાયા)

ઝખી રહ્યો પ્રિયંવદા તમારૂં નામ ઝખી૦
કરતો આવ્યો તમારે માટે કામ ઝખી૦
(મારી) બાના જેવી તુજને ગણુંછું,
ના, ના, વા લ નો એના કરતાં ખૂબ ઝખી૦ ૧
તમારે માટે આ ઘરેણું લાવ્યો
આવો પેરાવું કરી લાડ. ઝખી૦ ૨

પ્રિયવદા—( ખુશી થઈને ) રંગ છે નંદનકુમાર, તમારૂં હેત તો ખરે ખરૂં દેખાય છે આ બધુ ક્યાથી લાવ્યા ?

નંદનકુમાર—મારી વહૂ આવીકની, તે એણે આ વાળી પેહેરેલી, આ જડાવના કંકન એ હાથે ઘાલેલા, આ મોતીના છડા કોટમા ઘાલેલા, ને આ મચકણિયા ને કાપ કાનમા પેહેરેલા બહુ શોભતા હતા, ને આ વાકના બધા હીરા છે તે ચકચક થતા હતા, તે જોઇને મને અદેખાઈ આવી, ને ધાર્યુ, જે, આ બધુ મારી પિયવદા પેહેરે તો બહુ સારૂ શોભે પણ શુ કરૂં, તે ઘડિયે મારો ઉપાય નોહોતો તમારી મરજી નોહોતી તેથી એની સાથે મેં વાતો પણ કરી નથી. જેનુ કામ નહિ તેનુ નામ શું ? પિયવદા ! તમે બધુ પેહેરો જોઇયે કેવુ દેખાય છે ?

પ્રિયવદા—( એક પછી એક પહેરતા ) અરે ! આ કાપ લોહીવાળો શો ? તમે એનો ઘાટ ઘડીને તો નથી આવ્યા ?

નંદનકુમાર—એ તો એમ થયુ, જે, એ મારા ભણી આવી, એટલે મેં લાત મારીને નીચે પાડી, ને આ પણ બહુ લાતો મારી એક લાત કાન ઉપર વાગી તેથી આ બધા મોતી એના ગાલમા પેશી ગયા હતા તેથી લોહીવાળા થયા છે.

પ્રિયવદા—ત્યારે તો તમે ખૂબ રોફ માર્યો દેખાય છેની શુ ? પણ તમે એકલી મૂકીને આવ્યા છો, તે એ જાગશે, ને તમને દેખશે નહિ, ને તપાસ કરતા ઘરેણુ જોશે, ને તે દેખશે નહિ, તો પછી પૂરી ફજેતી થશે

નંદનકુમાર—એ તો પારવની ઉંઘેછે પેહેલી રાતે ઉંઘી નૂતી તો ને હું તો ઉંઘ્યો તો જાગ્યો તારે એને બહુ ઉંઘેલી દીઠી, એટલે આ બધુ ઘરેણું બાપ આગળ મૂકતુ હતુ તે લુગડામાં લપેટીને પાછલે બારણે જીનો છે ત્યાથી નીકળી આવ્યો તમને ખબરજ છે તો, જે, મારી સૂવાની જગ્યા પાછલા ભાગમા છે, તેથી બારોબાર જઈયે, આવિયે કે ગમે તે કરિયે, તો પણ કોઇ જાણે કે હરે

પ્રિયવદા—( કાન દઈને ) નંદનકુમાર ! જુવોની, નીચે આપણા કમાડ કોણ ઠોકેછે ? મને લાગે છે, કે છળદાસ આવવાનો હતો તે આવ્યો હશે ( નંદનકુમાર જાયછે એટલે પોતાના મનમા ) આ બધુ ઘરેણુ ઘણુ મૂલ્યવાન છે નંદનકુમારનો બધો પૈસો આપણા કબજામા આવી ગયો છે એની સ્ત્રીની પાસે કિંમતી ઘરેણુ છે એવુ છળદાસે કહ્યું હતું, ત્યારથી એમાં જીવ પેઠો હતો, તે પણ ઘણું ખરૂ હાથ આવી ગયુ આ મૂર્તિનો સ્પર્શ કરવો આપણને ગમતો નથી, ત્યારે હવે ખાલીખમ થયેલીને રાખીને આપણે

કામ શુ છે ? અરે, આ ઘરેણુ બધુ મેં સતાડી દીધુ નહિ તે ભૂલ કરી હવે તો એ આવ્યા, પણ ચિન્તા નહિ આમાથી હવે છળદાસને અર્ધો ભાગ આ-પવો નથી મારા ભાગના પેલા પદર હજાર રૂપિયા આપશે નહિ, ત્યા સુધી-ઘરેણામાથી ભાગ આપવાને ટોલા દઈશ, ને રૂપિયા મળ્યા, એટલે છળ-દાસનો ઘાટ કરતા ક્યા આપણને આવડતો નથી ? મીઠાઇમા કાંઈ ભભ-રાવ્યુ એટલે પત્યુ

**છળદાસ**—( પ્રવેશ કરી, પ્રિયવદાને શણગરાયલી જોઈને ) વાહરે પ્રિય-વદા ! તમે તો આજે ખૂબ બન્યા દેખાઓછો ને શુ ? આ બધુ નદનકુ મારે આણ્યુ હશે, શાથી ક લલિતાનુ હોય એમ લાગેછે

**નદનકુમાર**—તમે ઠીક વર્ત્યું તો ! એ બધુ હુ આપણી પ્રિયવદા સારૂ લાવ્યો

**છળદાસ**—( પ્રિયવદાને તર્જની ઉપર તર્જની મૂકી અર્થ કરી બતાવતા) ચાલો પ્રિયવદા, તમે પેલા સોનાની ઉતાવળ કરતા હતા, તે આ અનાયાસે આવી મળ્યુ આજે મોડો આવ્યો તેનું કારણ પણ એજ, કે, સોનાવાળાએ વાયદો કરયો હતો, તેથી આટલી બધી રાત જતા સુધી ખોટી થયો, વળી એ ચાર દાહાડાનો વાયદો કરયો છે શુ કરિયે, રૂપિયા અગાઉથી આપી બેઠા છિયે એટલે જપ વળતો નથી. ( સ્વગત ) ટક્કે ચાલ્યુ તો ચાલ્યુ ન હિકર થઈ પડશે

**પ્રિયવદા**—( સ્વગત ) લુચ્ચાએ પ્રપચ ખરેખરો રચવા માડયોછે, પણ કાઇ ચિન્તા નહિ ( ચાસન ) છળદાસ ! એ તો બે દિવસ પછી તમે લાવજો, પણ નદનકુમાર આ બધુ લઇ આવ્યા છે, ને પેલી પણે જાગશે તો ભવાડો થશે તેનુ શુ કરવુ ?.

**નદનકુમાર**—મોઈ, રાડને મારી નાખી હોય તો કેવુ ? હવે મારો બાપ મને તમારી પાસે ચાસન આવવાને મના કરી શકે એમ નથી

**છળદાસ**—એ વાત મારે ગળે ઉતરી સવારના પ્રહરમા ઘરેણાની પૂછપરછ થયા વિના રેહેવાની નહિ, ને ચોરીનો માલ કેહેવાય, એટલે વાત નગરમા જાણ થાય, તેથી પ્રિયવદા ! ના તમારાથી પેહેરાય, કે ના મા-રાથી વેચાય

**પ્રિયવદા**—અત્યારે કાંઈ ઘાટ ઉતરે તો સારૂ હા હા, સાભર્યુ મારી પાસે બેભાન કરી દેવાની એક શીશી છે, તે જઇને સુવાડશો, એ-ટલે કાંઈ જાણશે નહિ

**છળદાસ**—રગ છે પ્રિયવદા, ઠીક શોધી કાહાડયુ- લોકોને લૂટવા

તમે એનો ઉપયોગ કરતા હશો, તેથી સાભરી આવ્યુ. લાવો, એ શીશી ક્યા છે ?

**પ્રિયવદા**—આવો મારી સાથે (છળદાસને કાડે ઝાલી ઓષધની શીશિયોનું કબાટ હતુ ત્યા લઈ જાયછે, ને હળવે રહીને) જુવો, આ લાગ સારો આવ્યો છે આપણા ધાર્યા પ્રમાણે થયુ તો પછી ખાલી થયેલા નદનકુમારનું શુ કામ છે ?

**છળદાસ**—તમારા કહ્યા વિના મારા વિચારમાજ હતું લલિતાને મારિયે ને એને જીવતો રાખિયે, તો એ વાદરાની જાત, વાત બાહાર પડ્યા વિના રેહે નહિ તો ચાલો, એનો ઘાટ પાશરો ઉતારીશુ (શીશી લઈ બને આવેછે)

**નદનકુમાર**—(શીશી હાથમા લઈ) આ સુધાડિયે એટલે મરી જાય ખરીકની ? જો એમ હોય તો જઇને સુવાડી દઉં •

**છળદાસ**—ના, એમ થાય એવુ નથી જુવો પ્રિયવદા, સાભળો, મને એક યુક્તિ સૂઝી હુ ને નદનકુમાર આ શીશી લઇને તમારી ગાડીમા બેશીને જઇયે છિયે એમને ત્યા બારોબાર કોઇને ખબર પડે એમ નથી, એટલે લલિતાને બેભાન કરી નાખીને એક ગાસડી બાધી, ગાડીમા ઘાલીને, અહિયા લઇને અમે આવિયે છિયે, તમે પણ તૈયાર ઉભા રેહેજો અહિથી પાચ ગાઉ ઉપર અસલની પેલી વાડી છે તેમા એક જૂની હવેલી છે, ત્યા જઇને ઘાટ ઘડીશુ અત્યારે દરવાજો બધ હશે, પણ પૂરણમલ જમાદાર ત્યા રેહેછે તે આપણો મિત્ર છે, એને પણ સત્રાથે લઈશુ

**પ્રિયંવદા**—એને જણાવવાની તો કાઇ અગત્ય નથી વધારે કાને વાત જાય એમા માલ નહિ

**છળદાસ**—તમે સમજતા નથી જેનુ કામ જે કરે, નાનું છોકરૂં હોય તો આપણાથી બને, ને આ કામ તો ભારે, તમે સમજ્યાકની ? તે કોઈ જોરાવર વિના બને નહિ વળી આટલી રાતે હથિયાર ક્યા શોધવા જઇયે ? એની પાસે તો તૈયાર હશે તમારા ગાડીવાનને પણ લેવાની જરૂર નથી, એને ઉઘતો મૂકીને હું કે નદકુમાર ગાડી જોડી, હાકીશુ

**નંદનકુમાર**—છળદાસ ! તમે જુગતી તો ઠીક શોધી કાહાડી, મારે ઘેર એને મારી નાખિયે તો જણાઇ આવે.

**પ્રિયંવદા**—છળદાસ ! મારે એટલે બધે આઘે આવવાની શી અગત્ય છે ? આપણે ધાર્યુ છે તે પ્રમાણે તમે તમારી મેળે ઘાટ ઉતારજો. પૂરણમલ વિના ચાલે એવુ ના હોય તો એને પણ લેતા જજો.

છળદાસ—ના, ના, તમારા વિના તો ના ચાલે તમે જોડે હો તો એમ કેહેવા ચાલે, જે સલ કરવા જઇયે છિયે નહિકર વાત બાહાર પડી આવે, માટે તૈયાર રેહેજો અમે જઇયે છિયે. (નીચે જઇ પાસે તબેલો હતો તે ઉઘાડી આપી નંદનકુમારને ઘોડો જોડવા સાથ મોકલે છે ને પોતે પોતાના મનમા) આજે બધો લાગ પૂરેપૂરો આવ્યો છે નંદનકુમાર ને લલિતા સાથે પ્રિયંવદાનું પણ કાટલુ કરીશુ, એટલે પદર હજારની ઉઘરાણી કરતી રેહેશે ને આજે પેહેર્યુ છે તે બધુ ઘરેણુ આપણા કબજામા આવશે પૂરણમલને થોડું આપીશુ એટલે પતશે, ને સૂર્ય ઉગતા પેહેલા તો પાછા આવતા રહીશુ, એટલે પછવાડે શી તજવીજ થાયછે, તે પણ આપણા જાણવામા આવશે, ને આપણુ ઘેરના ઘેર હઇશુ તેથી આપણા ઉપર વેહેમ આવશે નહિ ચાલો ઠીક થયુ

(નંદનકુમાર ગાડી જોડી લાવ્યો એટલે ધારણા પ્રમાણે સર્વેને લઇને નગર બાહાર જાયછે)

## प्रवेश १० मो.

### स्थळ, एक जूनी वाडीमां हवड हवेली.

છળદાસ, પૂરણમલ, નંદનકુમાર, પ્રિયંવદા, અને ગાંઠડી બાંધેલી લલિતા.

છળદાસ—પ્રિયંવદા! આટલે લગી તો કામ સિદ્ધ થયુ વચ્ચે એક બાકી રહી જતું હતુ તે પણ ચોકસ કરતો આવ્યો લલિતાને શીશી સુંઘાડવાના કામમા નંદનકુમાર વળગ્યા એટલે મેં બે કાગળ લખી દીધા. એક દભરાજના નામનો જીવરાજ ઉપર લખ્યો, જે, લલિતાને સાપ દશવાથી મરી ગઇ છે ને બીજો નંદનકુમારના નામનો એમના બાપ ઉપર ગોઠતો આવે એવો લખ્યો છે

પ્રિયંવદા—એ કામ તો ખરેખરૂ ચોકસ કર્યુ, એથી વધારે પૂછપરછ થશે નહિ, પણ લલિતાની ગાંઠડી જે ખડમા મૂકી આવ્યા છો તે બરોબર સાચવ્યો છે ખરો કે નહિ?

પૂરણમલ—ઉસકો બાંધકે રખી હે, સો કીસનોરસે વો રંડી ભાગ જાયગી? બધ કરનેકા અચ્છા બદોબસ્ત નહિ હે, સો એસીને એસી રખકે આયા હું

છળદાસ—ત્યારે તેની કાંઇ ચિન્તા નથી પ્રિયંવદા! કસુંબો બસુંબો કાહાડવો હોય તો કાહાડો લો આ અફીણ ને ર, પેલુ પાણી આણીને મૂક્યું.

નદનકુમાર—લાવો એ બધુ મારી પાસે પ્રિયંવદા ! તમે તમારી મેળે જોયા કરો ( કસુંબો તૈયાર થયો એટલે એક બીજાને પ્યાલો પીધો, મીઠાઈ ખાધી પણ પૂરણમલે કશામા ભાગ લીધો નહિ )

છળદાસ—પૂરણમલ ! સૂર્ય તો ઉગ્યો ને આપણે પાછા જવુ છે

પૂરણમલ—હમ કીસિકો ભી ગાફીલમે રખકે એસા કામ નહિ કરનેવાલા તુમ તીનુકો મેં બોલ દેતા હુ, કે, તુમ અબ અપને ઇષ્ટ દેવકા સમરન કર લો

છળદાસ—( ગભરાઈને ) અરે ! પૂરણમલ એ કયા ?

પૂરણમલ—ક્યા તો એ લે પહિલા તું ( તેને તરવારના એક ઘાએ મારી પાડેછે, એટલે નદનકુમાર તથા પ્રિયવદા બાવરા બનીને આમ તેમ દોડમદોડા કરેછે તેમને) તુમ દો રંડિયે મેરે પંજેસે કિધર જાને વાલી ? ( એમ કહી એક ઘા નદન કુમાર ઉપર કરેછે ને બીજો પ્રિયવદા ઉપર એટલામા છળદાસનુ શબ જરા હાલતુ જણાયુ એટલે બે ત્રણ તેના ઉપર બીજા ઘા કરતા ) મેરા સાલા, મેરે હાથસે ખુન કરાકે, ઓ સબ દાગીના ઉસકો લે જાનેકા થા, ઔર મુજકો કહા થા, કે તુમકો કુછ મિલેગા. બોત દફે મુજકો ઠગ ગયાથા અબ વોહી સબ મેરાહી હે તો ? દોકા તો કરનેકા થા, મગર ઉસમે એક જીયાદા હુઆ સો ક્યા હો ગયા ? ચંડાલ તો ઓહી થા ચલુ અબ સબ દાગીના નીકાલ રખું ( પ્રિયવદાએ પેહેરેલુ ઘરેણુ કાહાડવા જાયછે, એટલામા વાડીમા નજર કરતા ) ઓ રંડી કોન દોડતી હે ? બાધકે દુસરે ખડ મેં રખી હે ઓ તો નહિ ? ચલ, દેખુ ( જુવેછે તો ગાંઠો વાળેલુ લુગડુ એકલુ દીઠુ, એટલે તેની પછવાડે દોડતા ) મેરી સાલી બાગ છોડકે આગે નીકલ ગઇ અચ્છા હુવા વા ગિર પડી ( પકડી પાડીને ) સાલી મરનેકી હુઇ હે, કાયકુ ભાગ જાતી હે ? અબ તેરા કોન હે ઇધર, બોલ, ક્યા કરેગી ?

લલિતા—( ગભરાટમાં. ) અરે, હુ ઉંધે મોએ પડી, તેથી મારી છાતી ફૂટાઇ ગઇ હવે હું શુ કરૂ ? ઉગરવાનો ઉપાય નથી ( પૂરણમલને ) બાપજી ! તમે મારા સામા આવા ડોળા શુ કરવા કાહાડોછો ? હું છોકરી મરૂછું મેં તમારો અપરાધ કાઇ કર્યો નથી, તેમ છતા મને મારવી હોય તો સુખેથી એકદમ મારી નાખો.

પૂરણમલ—હમ અપની ખુસીસેં તુમકો મારનેકો નહિ ચાહાતા તુમાહરા ખાવિંદ, પ્રિયવદા, ઔર છળદાસને મેરેકો હુકુમ દિયા હે. અબ હમ તુમકો છોડેગા નહિ લેકિન એક ઇકરારસેં જીતી રેહેનેદું. દેખ, તેરા ખાવિંદ તો અબ તેરા નહિ. અબ ખુસીસે મેરે ડેરે ચલ, ઔર બા પીછે

આનંદમેં બેઠ રેહે તેરે પર મેં આશક હો ગયા હું અબ મેરે હાથસે તેરે પર વાર હોનેકા નહિ. ( તેમ બાઝવા જાયછે )

લલિતા—( ઘણા ગુસ્સા ભેર તેને ખસેડી ) ભલા ભગવાન્ ! તું સર્વજ્ઞ છતા મારી લાજ લેવરાવા ઉભો થયો છુ ? મેં તારો આવડો બધો શો અપરાધ કર્યો છે ? અરે દુષ્ટ, હું અબળા, ઇશ્વર વિના આ વેળાએ મારૂ કોઇ રક્ષણ કરનાર નથી તેમ છતા, નિરપરાધી અને વગર હથિયારની છુ તેના ઉપર જુલમ કરવાને તલપછ, તેટલા ઉપરથીજ તારી સિપાઇગીરી જણાઈ આવે છે ! આ વેળાએ જો મારી પાસે એક છુરી સરખી હોય તો તારા આતરડા ચીરી કાહાડુ ! આવ, હું મરવાને તૈયાર છુ ( તેની છાતીમા પોતાનુ મ થુ પછાડેછે ને શોષિત થઈ પડેછે )

નેપથ્યમાં—" અરે અબળા પર કોણ બલાત્કાર કરેછે ?"

પૂરણમલ—સાલા કોન આતા હે ? રંગમેં ભંગ કરનેકો દોડતા આતા હે, સાલા દોડતા આતા હે, દેખુ અબ ઉસકો તલવાર તો વા ટૂટ ગઈ, કમરમેં છૂરા હે, દુસરા કુછ નહિ. પરવા નહિ ઓ ગધેકી પાસ છોટી લકડી હે, દુસરા કુછ હે નહિ તો.

લલિતા—( શુદ્ધિમા આવી એટલે બેઠી થાયછે ને જુવેછે, તો કોઈ પથીને પોતાના ભણી દોડતો આવતો જોયો તેને ઓળખી. ) અરે, ઓ મારા પથીરામ ! ઇશ્વરે તને અહિ મોકલ્યો ( તેની કોટે બાઝી પડેછે )

પથીરામ—આ તે શો કેર ! ઓ મારી લલિતા બેહેન ! તારી આ શી દશા ! ( બને મૂર્છાગત થઈ પડેછે )

પૂરણમલ—યે ક્યા તમાશા, ઓ ઓરતકુ બહેન બોલતા હે, ઔર ઓ ઉસકે ગલે જાકે લગી. અબ દેર કરનેકા કુછ બખત નહિ.

( કમરમાથી ગુસ્સા સહિત છરો કાહાડેછે પથીરામ સાવધાન થઈ બેસેછે, એટલામા પેલાને એમ ઉપર આવતો જોઈ, પોતાની લાકડી બે હાથમા ઘાલી પેલાના માથા ઉપર ઝાપટેછે, તોપણ પૂરણમલ આચકો મારી પથીરામની છાતી વચ્ચે છરો ભચ્ચ લઈને ઘુસરો પેસારેછે તે ભમરી ખાઇ પડેછે, તેનો ધબકારો સાભળી લલિતા મૂર્છામાથી છળી ઉઠે છે, ને પથીરામને લોહી લોવાણ થયેલો જોઈ તંમર ખાઈ બેભાન થઈ ફરી પડેછે, પથીરામને અધું મુવેલો જોઈ પૂરણમલ તેને ધાએ છુંદી નાખેછે એટલામાં એક હરિણ ઘણી ત્વરાથી દોડતું પાર નીકળી જાયછે તેની પછવાડે એક શિકારી પૂર્ણ વેગથી દોડતો, ઘોડા ઉપર બેઠેલો, આવી પોહોંચેછે, વેગને લીધે તેનો ઘોડો પાર તો નીકળી ગયો, પણ તેની નજરે માણસ પડયા તેથી વેગ નરમ પાડી પાછો આવી જુવેછે તો કમકમાટ ભરેલો દેખાવ તેની નજરે પડયો એટલે.—

શિકારી—અરે દુષ્ટ, તું કોણ છુ, આ પડી છે એ સ્ત્રી કોણ છે, ને તેં આ ઘોર કર્મ શા વાસ્તે કર્યું છે ?

**પૂરણમલ**—ચલ થલ ! તેરે જેસે બોહોત દેખે હૈ. ચલ, નહિ તો તેરા બી એસાહી હાલ હોગા

**શિકારી**—( ક્રોધ થઈને ) અરે ચાડાલ ! ધમકી આપવા જાછ ? લે, લેતો જા ( લાબા ભાલાવતી તેને વીંધી નાખેછે, ને નીચે કુદી પડી, કટાર કાહાડી,પૂરો કરેછે) અરે, આ લોકો કોણ હશે ? આ સ્ત્રી ! ( તેની પાસે જઈ નિહાળીને જુવે )

( મદાક્રાંતા વૃત્ત. )

આ તો કોઈ, મનહર ખરે, વાડી ખીલી બસેરી,
[1]ચંપાવર્ણી, [2]કદલી પગ ને, મુખ ગુલાબ લે'રી;
નારંગી છે, [3]કુચ સરસ એ, નાક [4]કિ શુક લાગે,
કાયાવાડી, [5]મદન મદથી, બેહકે છે [6]પરાગે 1
રે ! એ તો કો સુઘડ નરના ભોગની વાડી પાંઇ,[7]
[8]મ્લાના દેખુ શિથિલ બહુ છે, પ્રેમનીરે ન પાઇ,
ભોગી બીજો નહિ મુજ સમો કેમ [9]આલિ ભમેછે,
જા તું, ખોટી [10]લીલી ભ્રમરીની ભ્રાન્તિ રાખી રમેછે. ૨

( ભ્રમરને હાથવતી કાહાડી મૂકેછે એટલામાં )

**લલિતા**—( કાઇ અવાજ કાને પડયાનો ભાસ થયો એટલે શુદ્ધિમાં આવીને ) અરે ભાઈ ! તમારા મુખારવિન્દ ઉપરથી તમે કોઇ રાજવંશી હો એમ મને લાગેછે વળી મરદા ભણી જોવાથી મને કમકમી છૂટે એવી અગમચેતનાથી, તમે બન્ને ઉપર લુગડા ઓઢાડયા છે, પણ અરે ! મારો પથીરામ પેલો પડયો. ( ભરાયલું હૃદય છે તેથી આખો એકાએક ભરાઈ આવતા )

લલિત વૃત્ત.

હૃદય ફાટી તો જાયછે અરે, નિપજિયુ શુ રે, ઓ હરે ! હરે !
નજર ના ચડે, દોષ તાહરા, અરર ! શું બન્યુ, બધુ મ્હારા. ૧
નહિ ઉથામિયો, બોલ એક તેં, દુ:ખ સખા અગે, ભારી છેક તેં,
કરી તુને જરા પ્રેરણા અરે, અચૂક તો કર્યા, કામ તેં ખરે ૨
મુજ સગા થકી, તું વધ્યો ઘણો, કયમ હું વીસરૂં પાડ તે તણો,
તુજ વીતી હશી, મેં સુણી નહિ, મુજ વીતી નહિ, તે સુણી અહિં ૩

---

૧ ચંપાના જેવા રંગ જેનો ૨ કેળ ૩ સ્તન. ૪ કેસુડાનું ફૂલ. ૫ કામદેવ ૬ [illegible] સુ વાળો અને સુગંધવાળો [illegible] [illegible] તે—યુવાવસ્થામાં આવેલી સુઘડ [illegible] શરીર પરાગની [illegible] [illegible] ૭ [illegible] ૮ કરમાઈ ગયેલી. ૯ ભ્રમર [illegible] મુખકમળની મધુરતાથી ભ્રમર તેના મુખ ઉપર ગુંજાર કરતો હતો તેને કહેછે, કે [illegible] [illegible] તને લીલી [illegible] ભ્રમરી જાણી, તે મુખકમળની મધુરતા [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] કોઈ નથી માટે તુ નાશી જા.

હદય ભાર તો આપણો કહી, કરત ખાલી એ ! નામ તો લહી,
કંઇક તો મને, શાન્તિ થાત રે, દુ ખડુ માહરૂ અર્ધ જાત રે ૪
જઉ હવે હુ ક્યા, કોણને મળુ, નગર આપને ટી રીતે વળુ ?
અરર આ નહિં, ભેટની ઘડી, પણ તુનેજ આ, ક્યા થકી જડી ? ૫
બહુ ખુશી થતી, જોઇને તુને, કમકમી ચડે જોઉ જો તુને,
ચઇ ગયો અરે, ફેર એટલો, હદય તો બળે, ભાવ જેટલો ૬
નહિ મળ્યો હતે, તો ભલું થતે, નહિ મળ્યો કહી વીસરી જતે,
પણ મળી દીધો, દિલ ડામ રે, અરર ! હાય રે પથીરામ રે ૭

શિકારી—હવે વિલાપ કરવાથી કાઇ વળવાનું નથી તમે કોઇ મહા દુ ખી છો પણ આજથી સર્વે દુ ખ ગયુ એમ સમજજો, મારી રાણિયોમા પટ્ટરાણીના પદને તમે યોગ્ય છો

લલિતા—( ભયભીત થઇને ) તમે કોણ છો ? આ શુ બોલો છો ?

શિકારી—હુ પર્વતપુરીનો રાજા છુ મૃગયા રમવાને નીકળી પડયો હતો, તે એક હરિણની પછવાડે દોડતો અહિ આવ્યો, ને તમને જોયા, એટલે હરિણને જવા દઇ હરિણાક્ષી* મેળવવાની આશાએ તમારા માણસના મારનારનો મેં પ્રાણ લીધો, અને તમને નિર્ભય કર્યા

લલિતા—તમે મને જીવતદાન આપ્યુ, અને વળી રાજા છો તેથી મારા પિતા સમાન છો, માટે મને પૂર્ણ આશા છે, કે તમે મારૂં યોગ્ય રક્ષણ કરશો.

શિકારી—( રોષાયમાન થઇ ) તમારે વધુ ઓછુ બોલવાની કાંઈ અગત્ય નથી અહિયા પણ મારા રાજ્યની સરહદ છે, એટલે તમારા ઉપર મારો દાવો થઈ ચૂકયો છે ચેં ચૂ કરવામા પરિણામ સારો નિપજવાનો નથી, માટે આવો ઘોડે અશ્વાર થાઓ.

લલિતા—રાજાજી ! આપ એમ બોલો નહિ આ પથીરામને અગ્નિસસ્કાર કરીને હુ મારે સાસરે જઇશ. આપ મને છેડો નહિ, હું આપને પગે પડુછુ ( પગ પડછે )

શિકારી—હું હવે તમને છોડનાર નથી, મારા મનુષ્ય પછવાડે આવેછે, તે આપણને સામા મળશે, તેમને આજ્ઞા કરીશુ, એટલે તે અગ્નિસસ્કાર કરશે ચાલો આવો તમે

( એમ કહી, તેને બળાત્કારે ઘોડા ઉપર નાખી પોતે અશ્વાર થઈ, લઈ જાયછે )

*હરિણના જેવી આખવાળી સ્ત્રી.

# अंक ४ थो.

## प्रवेश १ लो.

### स्थल, पर्वतपुरीना राजानो मेहेल.

**લલિતા**—રાજાની રાણિયોને રણુવાસમા પૂરી મૂકવાનો હિંદુસ્થાનમા ચાલ સાભળતી તે વાત ખરેખરી આ મેહેલમા પેસવા નીકળવાનુ માત્ર એકજ બારણુ છે, તે વિના એકે બારી કહિ જોવામા આવતી નથી, હવા અને અજવાળાને માટે માત્ર જાળિયો, ઉપરની બાજુએ જોવામા આવેછે છટકી જવાનો બીજો એકે માર્ગ નથી હવે એકે ઉપાય લાગુ પડે એમ દીસતું નથી. આ ગાજવીજની ધામધુમમા ઠેઠ ઉપલા માળ સુધી જઈ આવવાને, કોઈ દાસી અટકાવ કરી શકે એમ નથી. (એક પછી એક માળ તપાસતી ઉપર ચડતી જાયછે ) એકે બારી નથી એટલે મેહેલની પાછળ શુ હશે, એ જાણુવામા આવતુ નથી, પણુ પાણીની પેઠે ઘુઘુઘુ થયા કરેછે એ શુ? પછવાડે નદી તો નહિ હોય? ચાલ હવે તો ઠેઠ ઉપર જાઉં. હા! ઉપર તો ધાબુ દેખાયછે ઠીક થયુ હવે ચારે મગ શુ છે તે જણાશે શુ જબરૂં ધાબુ બાધી લીધુ છે! આ ચાદની ખાવાને માટે કરેલુ જણાયછે, પણુ તે વપરાતુ છે એટલે ઉપયોગમા આવતું હોય એવી સ્થિતિમા નથી, ચોબાજુએ છાતીપૂર ભીતો ચણી છે, અને તે પોહોળી છે એટલે ઉપર ચડ્યા વિના જણાય એમ નથી (ઉપર ચડેછે ) અરે! ખરે પાછળ તો નદી દેખાયછે આહા! શુ પૂર ચડ્યુ છે! હુ આટલે ઉંચી ચડી છુ, તોપણુ પાણી ઘણુ નીચુ લાગતું નથી મેહેલની પછીતની જોડાજોડ કિલ્લો આવ્યો છે, ને મેહેલ પણુ ત્રણે બાજુએ કિલ્લાવતી આતરી લીધો છે. વળી મેહેલને માત્ર એકજ દ્વાર છે એટલે તેમાથી છટકાય એવુ નથી, તોપણુ ચોકીવાળા બધાય ઉંઘી જાય, ને નીકળી જવાનું ધારિયે, તથાપિ કિલ્લાનો દરવાજો પેસો પણે જણાય, તે પણુ એકજ છે ને ત્યા પણુ ચોકી. આ તો કબજો ખરેખરો થઈ ગયો છે. પછીત ભણીનો રસ્તો ઝાલ્યાવિના બીજો તો ઉપાય નથી. પાણી તે ઘણું છે, પણ નીચેના માળ માહેથી કોઈને પછીતે બારી હોત, તો ત્યાથી ભૂસકો મરાત, આ તો બહુ ઉંચું. ગમે તેમ હો. જેણે આટલો બધો કબજો કર્યો છે, તે હવે પોતાનું ધાર્યુ કર્યાવિના છોડે એમ નથી આ એકાત મેહેલ, ને વળી તે રાજાનો પો-

તાનો, અને જેની પાસે ન્યાય માગવાનો તેજ રાજા અપરાધી, એટલે શું કરિયે ? જીવ જાય તો અત્યારથી, પણ લાજ જાય એ ખોટુ હુ અબળા જાત મારૂ શુ બળ, માટે આટલી ઉંચાઈથી પણ નદીમા પડવુ એ વાત સિદ્ધ છે પાણી બહુ છે ઘણી ત્વરાથી વહેછે એટલે પડીશ તેવી તણાયા વિના રેહેનાર નથી તરતા આવડેછે એટલે ચાલતા સુધી મરાશે તો નહિ, શેર બશેર પાણી પીવાયુ તો ચિન્તા નહિ તણાતા કહિક તેડ હાથ લાગી જશે તેમ કરતા જીવ ગયો તો દુ ખમાથી છૂટાશે

( રાગ આનદ ભૈરવી તાલ ધુમાલી )

હરિ, તાર મને ઉગાર, અતિશય આ સ કટ મારે,
હુ શરણુ પડી તારે હરિ મારા
અતિ વધે એક પછી એક દુ.ખ કાઈ આ.વે નહિ આરે,
છૂટાય હરિ ક્યારે હરિ મારા
આ આપ્યો છે અવતાર, સાર સસાર વિષે રયારે,
દુ ખ ખડ્ગ તણી ધારે હરિ મારા
પ્રભુ અશરણના ઓ શરણ, શરણ હુ આવી છુ તારે,
તું તારે, ઉગારે હરિ મારા

લે નદી ! તને ભોગ આપુછુ જય ઈશ્વર ! તું મારી લાજ રાખજે
( કાછડો વાળી ભૂશકો મારેછે )

## प्रवेश २ जो.

### स्थळ, कनकापुरी,

### ચદ્રાવલી અને કુભાંડી.

**ચંદ્રાવલી**—આવો કુભાડી, તમે કયાથી ભૂલા પડ્યા ? મારી બેહેનની શી ખબર છે ?

**કુભાંડી**—હુ સ્નેહપુરથી આવ્યો આવુછુ પ્રિયવદા આનદમા છે તેમણે કહાવ્યુ છે, કે, નદનકુમારવાળી વાત જૂની થઈ છે જેટલી ધાન્તી ધારવામા હતી તેટલી તો શુ, પણ હવે જરા પણ રહી નથી, માટે તમે કોઈ પ્રકારે ઉચો જીવ રાખશો નહિ છળદાસ અને હું તમારી બેહેનની સાથે આવ્યા હતા, ત્યારે એમણે તમારે ઘેર જે દાગીના મૂક્યા છે, તે બધા મગાવ્યા છે.

**ચદ્રાવલી**—સસાર પૈસાનો સગો છે બેહેન સરખીને પણ પૈસાની અધીન આવેછે એમની પાસે આટલુ બધુ દ્રવ્ય છતા પણ તૃપ્તિ

નથી વળી, એના દાગીના હું કયા ખાઇ જવાની હતી, જે અધીરાઇ આણી તુરતા તુરત પાછા મગાવ્યા ? કાઇ ચિંતા નહિ. મારી પાસે શી કમી છે જે હું એના રાખુ ? એ એની મેળે પોતાની ગરજે મૂકી ગઈ છે.

કુભાંડી—ચદ્રાવલી ! પ્રિયવદાને દોષ શુ કરવાને દો છો ? તમારી અધીર આવી છે, તેથી મને લેવા મોકલ્યો છે, એમ નથી પ્રિયવદા ને છળદાસ આદિ લઇને શકવાળાનું ઘર દભરાજ શોધાવે તો માલ જાય, ને ફજેતી થાય, માટે એમણે તમારે ઘેર માલ મૂક્યો છે, તે અધીર હોય તો મૂકે ? પણ હવે ત્યા બધુ શાન્ત પડ્યુ છે, ને શોધમશોધા થવાની હવે બીક નથી, માટે મને લેવા મોકલ્યો, એ ઉપરથી તમારી બેહેનનો વાક કાહાડવો તમને ઘટતો નથી

ચદ્રાવલી—ગમે તેમ હો આજે બધા દાગીના તમારા સ્વાધીનમા કરૂછુ કેટલાક મારા ઘરમા છે, ને કેટલાક એક મારા સ્નેહીને ત્યા મૂક્યા છે, ત્યાથી લઈ આવુછુ, તમે બેસજો ( રસ્તામા જતા જતા ) ઘરેણા લેવા પ્રિયવદા માણસ મોકલે એવી તે કાચી નથી, તેમ છતા, કુભાડી આવ્યો છે, એ જરા શક પડતી વાત લાગેછે પ્રિયવદા મને કેહેતી હતી, કે, છળ- દાસ ઘણો લુચ્ચો માણસ છે, જેમા તેમા ભાગ પડાવેછે, ને ઘણા પ્રકારના છળ કરેછે, માટે એના ઉપર ભરોસો રખાય એમ નથી. ખરે, અહિયા પણ એની વર્તણૂક મને એવીજ લાગી હતી જ્યારે એ માણસ એવો છે ત્યારે એના સાગરીત અને હેરક પણ એવાજ હોય એમા નવાઇ નહિ. વળી પ્રિયવદાનો કાગળ હવણાજ આવ્યો છે તેમા લખ્યુ છે કે, જો અગત્ય પડશે તો પર્વતપુરીમા ચાર દિવસ રોકાઇ ત્યાથી વાહાણમા બેશી આવીશ જો આમ હોય તો પછી કુભાન્ડીને તે શુ કરવા મોકલે ? મને લાગેછે, કે, બારોબાર દાગીના ઉડાવવાને માટે છળદાસે ઘાટ રચ્યો હશે હુ ઠગાઈ જાઉં એવી કાચી પોચી નથી અરે, આજે દોલતપસા વાહાણ આવનાર છે, માટે ચાલ જોઉ તો ખરી, એમા પ્રિયવદા કદાપિ આવતી હોય ( જાયછે )

## प्रवेश ३ जो.

### स्थळ, नदी.

ખારવા વાહાણ ચલાવેછે.

સર્વે— યા હેલ્લા ભાઇ યા હેલ્લા. હા ભાઇ હા.

પેહેલો ખારવો—હે હેલ્લા ભાઈ હે હેલ્લા.

સર્વે— હા ભાઈ હા.
બીજો ખારવો—પર્વતપુરી મૂકી. હા ભાઇ હા
ત્રીજો ખારવો—રામપુરી તો ચૂકી હા ભાઇ હા
બીજો ખારવો—કનકાપુરી આયવા હા ભાઇ હા.
પેહેલો ખારવો—અલ્યા કેહવા જો નેજો ને,ઓલ્યુ તણાતુ હુ આવે?
કેસવો— હુકાન હભાળ! હુકાન હભાલ
ત્રીજો ખારવો—ચાર હુ કરે, માર ભૂહકો

( ભૂશકો મારીને કોઈ સ્ત્રી હાથ આવતા લઈ જાયછે )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, ખારવાની ઝુંપડી.

કેટલાક ખારવા, એક સ્ત્રી.

પેહેલો ખારવો—
આવ મારા ગોઠિયા, તું જોવાને આવ, જોવાને આવ,
આવ જોવાને આવ, જોવાને આવ
હાથે પેલા હામલાને તેડીને લાવ, આવ જોવાને આવ
આવ જોવાને આવ, જોવાને આવ
મને પોરી મળી છે હારી, એને ડૂબતા મ તો ઉગારી,
એ તો મારી મારી છે મારો, તુ આવ જોવાને આવ૦

બીજો ખારવો—એ કેહવા રે કેહવા, રૂ લાવ, રૂ ભારી દીજિયે, ભારી

બીજો ખારવો—પેહેલાથી ભારે હાનુ જે? પાણી કાઢો, પાણી, જો પેટ ફૂલેલુ પોરી મરી ચાલી જો

બીજો ખારવો—અરે કેહવા, દેતવા લાવ, દેતવા

બીજો ખારવો—( દેવતા લાવેછે ને શેકવા માડેછે ) જો જો રે ભાઇઓ! બળે નહિ, જરા દાઝી તો ચગા નથી.

ચદ્રાવલી—( પ્રવેશ કરતા સ્વગત ) પ્રિયવદા તો આવી જણાતી નથી પણુ આ કોઇ સુદર સ્ત્રી પડી પડેલી જણાય છે શી મુખની કાન્તિ છે! પણુ મહા દુઃખથી બેભાન થઈ પડેલી છે. ( પ્રસિદ્ધપણે ) અરે! તમે આ બાઇને કયાથી લાવ્યા છો?

પેહેલો ખારવો—આવ બાઇ, આ તારી હગી લાગે કે હુ? જો તુ ખબર લેવા આવેલી? અલ્યા માગ મેલો, આવવા દો બાઇને

બીજો ખારવો—બાઇ, અમે મારવા નથી લાએવા, પણ મરતી ઉગારી છે એ તો અમે અમારૂ વાહાણ લઇને આવતા'તા કને, તેટલામા હામુ એક લાકડુ તણાતું આએવ્યુ, ને તેને કને, આ બાઇ એવી બાઝેલી જે મડા ગાઠ પડી ગેલી, તે અમારા વાહાણને લાકડુ અથડાયુ. ને અમે એ બાઇને દીઠી, ને પારવતુ કરીને કાહાડી લીધી ને અહિ લાવીને પેલા રૂમા ભારી'તી, ને ચાપીને પાણી તગ્ગડ કાઢી લાએવુ'તુ, ને હેકી'ની, તારે જરા હાલી'તી ને હોશિયાર આએની'ની ને બોલી'તી, જે, અરે, હુ પાછી કા આએની એટલુ કીધુ, તાર પછે આવી ને આવી પડી છે

ચંદ્રાવલી—(સ્વગત) ચાલો, આપણુ કામ થઇ ગયુ — — પાસેથી એને લઇ જઇશુ, એટલે આપણે ઘેર તો સોનાની ખાણ પગે આવી રૂપ સુંદરી! (પ્રસિદ્ધપણે) મને ભાળ મળી એટલે હુ અહિ દોડની આવી. એ તો મારી છોકરી થાયછે

ખારવા—હે!

ચંદ્રાવલી—હા મે ઘણી ના કહી, પણ હઠ કરીને અહિથી ત્રણ ગાઉ ઉપર રામપુર ને આરે નાહાનાનો મહિમા છે ત્યા નાહાવા ગઇ, ત્યાથી તણાઇ તેની ખબર મારી દાસિયે કહી, ને તજવીજ કરી, તો તમારૂ ઘર બતાવ્યુ, એટલે એક શ્વાસે દોડતી આવી છુ (એક બાંધ્યા ભણા રૂપિયા દેતાં) જા રે ભાઈ! આ રૂપિયો તારી મેહેનતનો લઇ, પણે એક શિવરામવાળો ઉભો છે તેને બોલાવી લાવ (તે રૂપિયો લઇ ખુશી થતો જાયછે)

ત્રીજો ખારવો—માઇ બાપ! અમે બહુ મ'થા છિયે માટે અમને કાય ઇનામ આપવુ જોયે છે

ચંદ્રાવલી—(પોતાને કાનેથી એક સમોનો કાહાડીને આપે છે) લો આ તમે, ખુશી થાઓ, એના તમને પાચમે રૂપિયા ઉપજશે.

ખારવા—(બહુ ખુશી થઇને) બાઇ છાબ! ઠીક થિયુ જે તુ આયવેલી, નહિ તો અમને બહુ વીતત, ચમ જે, હવારે તો વાહાણ હકારી અમારે જવાનુ હતુ, તે આ બાઇને મૂચીને જવાત નહિ. (શિવરામ આવતુ જેઇને) લો, બાઈ છાબ! અમે આ બાઈને ઉંચકીને ગાડીમા મુચિયે છિયે.

ચંદ્રાવલી—જો જો! સભાળજો. એને જરા આંચ આવે નહિ. મારે તો એ સોનાના પાડતી છે, ને એકની એક છે, માટે એને સાચવીને સિવરામમા મૂકવા લઈ જાઓ (ખારવા લઇ જાયછે)

(રાગ ઝીંઝોટી તાલ ઢુમાલી)—(હર્ષમા નાચીને ગાય છે )
કેવી સુદર આ સુદરી મળી છે, હીકઠાક,
કેવી મુખની આ કાન્તિ ભળી છે, હીકઠાક
કેવી કેળના જેવી સુવાળી, એવી કો' ઠેકાણે ન ભાળી,
વાહવા, વાહવા, એને જોઇ મારી મતિ ચળી છે, હીકઠાક
(જાય છે )

# प्रवेश ५ मो.

## स्थळ, चंद्रावलीनुं शयनगृह.

### ચદ્રાવલી, લલિતા અને કુભાંડી.

**કુભાંડી**—(આશ્ચર્ય પામીને મનમા) અરે ! આ તો લલિતા ! આ તે શુ કેહેવાય ! એ અહિ ક્યાથી ! એનો ને પ્રિયવદાનો ઘાટ ઘડવા સારૂ છગ્ગા મામ બન્નેને લઈને નીકળ્યો, ને અહિ પ્રિયવદાનુ ઘરેણુ લેવા મને મોકલ્યો આ તો ખરે નવાઈની વાત ! જો એ સચેત થશે, ને મને ઓળખશે તો જોઈ લ્યો પછી, બધી વાત ઉઘાડી પડશે (પ્રસિદ્ધપણે) ચદ્રાવલી ! મને ઘરેણુ આપતા હો તો આપો, નહિકર હુ તો મારી મેળે જાઉછુ

**ચદ્રાવલી**—તને ભાઈ એનુ એ સૂઝી રહ્યુ છે, ને મારો જીવ તો આ મારી સખીમા છે મરવા સૂતી છે તે દેખછ કે નહિ ? ઉતાવળ હોય તો જા તુ તારે રસ્તે, હુ મારી મેળે વળિયે મોકલીશ પ્રિયવદા ક્યા પરભારી છે જો ?

**લલિતા**—હે ! હે ! પ્રિયવદા ! પ્રિયવદા !

**કુભાંડી**—(સ્વગત) નાગ રે માગ બાપ ! કઈક આવુ થયુ દેખાય છે, જો એ લલિતા ખરી, (ગભરાઇને જાયછે)

**ચદ્રાવલી**—બેહેન ! બેહેન ! ગભરાઇશ નહિ પ્રિયવદાને તુ ઓળખછ કે શુ ?

**લલિતા**—(આખ ઉઘાડીને) અરે અહિયા પણ પ્રિયવદા !

**ચદ્રાવલી**—બેહેન, હુ પ્રિયવદા નોહોય મારૂ ને એનુ મા મળતુ આવેછે, માટે તુ ભૂલ ખાતી હઈશ, પણ મને કેહે, તું પ્રિયવદાને ઓળખછ કે શુ ?

**લલિતા**—(જરા વધારે શુદ્ધિમા આવી આકરૂ) ખરે, તમે પ્રિયવદા નોહોય ! તમે એના જેવા છો.

**ચદ્રાવલી**—બેહેન ! હુ એના જેવી છુ એ વાત ખરી, પણ હુ

પ્રિયવદા નથી પણ તુ પ્રિયવદાનુ નામ સાભળી કેમ છળી ઉઠી ? તુ એનાથી ડરતી હોઉં એમ જણાયછે અહિયા તને કોઈ પ્રકારની બીક નથી.

લલિતા—ના, તમે મને ઠગો છો. મને મારવી હોય તો એકદમ મારો, પણ દુ ખ શુ કરવાને દોછો ?

ચંદ્રાવલી—હુ તને નથી ઠગતી. ખરૂ કહુછુ, કે, હુ તને મારવાની નથી, ને કોઇ પ્રકારે દુ ખ પણ દેવાની નથી. ઉલટી મારી પાસે તુ સુખી થઇશ

લલિતા—(એક ટશે ને ટશે તેના સામુ જોઇને) એ તો તમે, તમે, તમે અરે, મારી સાથે ઠગાઇ શુ કરવાને કરોછો ? મેં તમારૂ કાઇ બગાડયુ નથી ને ?

ચંદ્રાવલી—હુ સાચેસાચુ કહુછુ, કે હુ ઠગાઇ નથી કરતી તુ મને પ્રિયંવદા સમજીને જો કેહેતી હોઉં તો હુ પ્રિયવદા નથી, પણ ચદ્રાવલી છુ

લલિતા—ત્યારે હુ ક્યા છુ ?

ચંદ્રાવલી—તુ કનકાપુરીમા મારા ઘરમા છુ. કોઈ વાતે ધાસ્તી રાખીશ નહિ

લલિતા - અરે, પર્વતપુરી તો નોહોય ?

ચંદ્રાવલી—ના, એ તો અહિથી ઘણે આઘે રહી.

લલિતા—ત્યારે તો સ્નેહપુર હશે

ચંદ્રાવલી—એ તો ઘણુજ આઘે રહ્યુ

લલિતા—તમે નક્કી પ્રિયવદા નહિ ?

ચંદ્રાવલી—નક્કી હું પ્રિયવદા નથી મારૂ મો એના મો જેવુ છે, તેથી તમે ભૂલાવો ખાઓછો

લલિતા—તમે પ્રિયવદા નથી તો એના સગાં હશો

ચંદ્રાવલી—હ, હું એની બેહેન થાઉછુ પણ તું કેહે, પ્રિયવદાથી કેમ ડરછ ?

લલિતા—(ગભરાતા) હું ડરતી નથી; પણ એને ઓળખુછુ તેથી બેશુદ્ધિમા એની ને એની વાત બોલી ગઇ હઇશ તમને કાઇ આડુ અવળું કેહેવાઇ ગયુ હોય તો ક્ષમા કરજો મને લાગેછે, કે, પ્રિયવદાની સ્નેહપુરમા જેવી પ્રખ્યાતી છે તેવીજ તમારી અહિ હશે,

ચંદ્રાવલી—તમારી કૃપાથી અહિ મારી બરાબરી કરી શકે એવી બીજી કોઈ નથી, હુ એવી છુ કે —

(જો-નુ નવજોબનુ મારી એ લાવણીનો રાગ,)

શક્તિ સમ શક્તિ છે મારી,
જેમ થશે ત્યમ કરીને પૂરીશ ઇચ્છા હુ તારી
ઈચ્છા તારી જો થાય રાય કો માટે,
રગીલો જોઇયે છેલ શોભતો ઘાટે,
આણી દેવા ભટકીશ વાટે ઘાટે,
હુ રાખીશ રૂડી રીત તને શિર સાટે,
ગણાશે તુ નારી સારી, જેમ૦

આમ છે તો તમે મારા ઘરમા આવ્યા, એટલે આપણા ઘરની શોભામા હવે બાકી રેહેશે નહિ આપણે જે ધારીશુ તે કરી શકીશુ. હવે તમે હોશિયારીમા સારી પેઠે આવ્યા તે ઠીક થયુ મારો જીવ ઘણો બળતો હતો તમારૂ નામ જાણવાને ઇચ્છુંછું તે કૃપા કરીને કોહો, ને તમે નદીમા તણાય તેનો વૃત્તાત પણ કોહો, કે તે સાભળી તમારા દુખમા ભાગિયણ થઉ, તમને સુખ થાય તેમ કરૂ કોઈ વાતે તમે મૂઝાશો નહિ.

**લલિતા**—હુ તમને માડીને બધી વાત પછીથી કહીશ હવણા તો મારો જીવ ઘણો મૂઝાય છે, માટે મને એકલીને અહિ સૂઈ રેહેવા દો તો તમારો બહુ પાડ માનુ

**ચદ્રાવલી**—વારૂ ત્યારે હુ તમને ગભરાવાને જરા પણ રાજી નથી, તમે સુખે અહિ સૂઈ રોહો આ ખાવાનું દાબી મૂકી ગઈ છે તેમાથી રૂચી પ્રમાણે જરા ખાશો તો હોશિયારી આવશે હુ આ બારણા સાચવીને આગલા ખડમા સૂઇ જાઉંછુ (જાયછે)

**લલિતા**—મને શુ આ સ્વપ્ન આવ્યુ ? મ કોની સાથે વાત કરી ! અરે સ્વપ્ન શાનુ, પ્રિયવદાની બેહેન હવણાજ બારણા ભીડીને ગઇ હુ પછી ફસી પડી અરે! હુ નદીમાંથી શાને ઉગરી જે પાછી સપડાઇ ! મને જો ઓળખી તો પછી મારા પૂરા ભોગ મળ્યા વિના રેહેવાના નથી. એ પ્રિયવદાને જાણ કર્યા વિના રેહે ? કોઇ દાહાડો નહિ મને ઓળખી નથી એટલામા તો હર્ખાઈ ગઈ, ને ગણિકાનો કસબ કરાવવાનો વિચાર એકાએક સૂચવ્યો અરે ભગવાન! હુ કોણ, ને મારૂ આ શુ થવા બેઠુ છે! પણ અહિ પલગમા પડયા પડયા વિચાર કર્યે સિદ્ધિ નથી. મને સવારે પાછી પૂછયા વિના રેહેવાની નથી, ને હુ ખરેખાત સપડાઇ જઈશ, માટે અત્યારે નાશી જવાનુ થાય તો બહુ સારૂ પેલી બારી ઉઘાડીને જોઉં વારૂ, એ કયા પડેછે ? (જઈ ઉઘાડીને જુવેછે) ઓહો ! આ તો રાજમાર્ગમા પડેછે

અહિંથી કેમ ઉતરાય ? ઉંચુ તો બહુ છે કાંઇક બાંધવાનું મળે તો આ કઠેરાયે બંધાય એવું છે રસ્તામાં લોકોનો જવર અવર નથી, સર્વે જણ જપ્યું છે. ઘરની રડા તો આઘેના ખડમાં છે વળી બાહેરની સાંકળ મેં દીધી છે, એટલે એનાથી અવાય એમ નથી. ચાલ વારૂ, કાંઈ જડેછે ? શોધું તો ખરી ( બધે કાંઈક બાંધવાનું શોધેછે ) અરે ! અહિં કાંઈ નથી આ શયનગૃહમાં તે શું હોય ? એકકેય લુગડું પણ નથી, આ એક પાથરેલી ચાદર છે, પણ તે પોહોચે એવી નથી, એને ફાડીને સાંધું તોપણ કામ સરે એમ નથી. મારૂં પેહેરેલું લુગડું પણ કામમાં આવે એવું નથી. અરેરે, હવે શું કરૂં ( બારિયે ફરીને ડોકિયું કરેછે. ) પડતું મૂકું તો ઉગરાય એમ નથી, ન અહિં કાંઇ મળતું પણ નથી જોઉં વારૂ બારણું ઉઘાડીને, બાહારથી કાંઈ જડે છે ? ( ઉઘાડવા જાયછે ) અરે ભગવાન્ ! બાહારથી સાંકળ ભીડી છે ખરેખરી હું અટકામણમાં આવી મારૂં હવે પછી જવા બેઠું આ ઘરમાં મને ગમે તે કરશે, પણ અહિં મારૂં કોણ બેલી ? અહો પરમેશ્વર ! હવે હું શું કરૂં ?

( દોહરો. )

જંતુ લાળથી કેટલા કરે જાર ચડ જેમ,
ઈશ્વર એવી શક્તિ તેં મુજને આપી ન કેમ ?

( કેટલીક વાર સુધી હોઠપર આંગળી મૂકી વિચાર કરેછે ) વાહરે ! પલંગને પાટી છેની ! હવે બીજું શું જોઇયે ! ( પલંગની પાટી છોડી, ચોવડી વાળી, કઠેરે બાંધીને નીચે રાજમાર્ગમાં ઉતરી પડેછે ને આગળ ચાલેછે કુભાંડી સંતાઇ રહ્યો હતો પણ તેની પછવાડે છાનો જાયછે )

## प्रवेश ६ ट्ठो.

### स्थळ, मार्ग

કુભાંન્ડી--( પ્રવેશ કરીને ) બઈરાંના કાવતરા કેવા ! પેલી લલિતા કેવી જુગતી કરીને પાકી ઠગારીને પણ ઠગી આવી ! વાહરે વાહ !

કેવા બઈરાં જગમાં ઠગારાં,
કૂડું કરી વગાડે નગારાં,
તોય પોતે માને મન સારાં,
અમારાં છે ભાગ્ય તો નઠારાં, નઠારાં, નઠારાં.

જાઉં એની પૂઠે ને મારા નઠારા, ભાગ્યને સારૂ કરવાનું કરૂં. (જાયછે)

**લલિતા—** ( એકલી ) 

રસ્તામા પાટી લમડેછે, એટલે વેહેતી તજવીજ થયા વિના રેહેશે નહિ, ને નગરમા ખુણે ખોચલે કહિ ભરાઈ રહુ, પણ શોધ કરતા સપડાઇ તો પછી છૂટકો થનાર નથી, માટે નગર બાહાર નીકળી જવાને બને તો ઉત્તમ અરે, આ કોટ ઘણો ઉચો છે, એટલે ત્યા તો ચડવા ઉતરવાનો પત્તો લાગે એવુ નથી, દર્વાજો તો બંધ છે ત્યા જઇને કોઇને જગાડુ તો વળી તેમના હાથમા સપડાઇ જાઉ દર્વાજા પાસે પાણી જવાનું વનાળુ હશેજ હશે, તોપણુ જઇને જોઉ તો ખરી, કદાપિ ના હોય ને સાકડો રસ્તો હોય તો શરીર છોલાતા પણ નીકળી જવાય મને દુ ખ તો પડેછે, અને જુદા જુદા માણુસોના હાથમા સપડાઉ છુ તો ખરી, પણ પરમેશ્વરના પ્રતાપથી છટકી જવાનુ સાધન મળી આવેછે, તેથી કદાપિ આહિ પણ લાગ ફાવશે પણ શા કામનુ ? એથી તો ઉલટ વધારે દુ ખ સહન કરવુ પડેછે સાધન ન મળતા હોય તો જીવતરનો છેડો વેહેલો આવે, પણ જ્યા સુધી દુ ખ સહન કરવાનુ છે ત્યા સુધી સાધન મળશે, ને આપણે સેહેવુ છે. (ચાલે છે) જો ખરી વાત ! અહિયા કામ ચાલેછે, ચણવાનુ થોડુ બાકી છે. આ બે જાળિયો પડી વળી ઇટો, ડન બધુ છે આ જૂની જાળી ભાગી ગઈ છે તેથી નવી બેસારવાની છે, પણ વાર થવાથી બાકી કામ રહી ગયુ છે ચાલ, એ તો મારેજ માટે રહેલુ ( ધનાળામાંથી પાર નીકળી જાયછે, ને આગળ ચાલેછે ) ગત્ર શી ગાજેછે ! મોડે મોડુ સૂઝે એવુ નથી આકાશમાં વીજળી થાયછે

( દોહરા. )

બે'ન વીજળી ! તુજ ગતિ મારી થઈ અમાર,  
થઇ, ના થઇ, હુ થઇ ગઇ, કમ્યો જશો નહિ સાર  ૧  
પણે પ્રકાશદ વાયુના ભડકા થઈ હોલાય,  
પણ મુજ હ્રદય વિષે ઘણી લાગે ભડ ભડ લાય  ૨

નક્કી પણે સ્મશાન હશે મરદાના હાડકાઆથી પ્રકાશદ વાયુ ( Phosphorus ) નીકળી હવાની સાથે મળવાથી ભડકા થાયછે તે હુ દેખુછુ , અરે ! આ જવાનો રસ્તો મારે માટે ક્યારે ઉઘડશે ? વિજળીના તેજથી પણે મેં કોઇ પુરૂષ દીઠો તે મારે પગલે આવતો જણાયછે એ કોણ હશે ? અરે એ લગભગ આવી પોહોચ્યો. ચાલ, ધબકારા વાગે નહિ એમ ત્વરાથી દોડી જાઉં, વળી થાકીશ ત્યારે ધીમે ચાલીશ, પણ અહિ સપડાઈ ગઇ તો બેસમ મળશે.

## प्रवेश ७ मो.

### स्थळ, जंगल.

**કુભાંડી**—(પ્રવેશ કરીને) ભૂતના ભડકા થતા જોઈને હુ ખમચ્યો, એટલામા તો એ કોણુ જાણે ક્યાય પાર પડી ગઈ અધરામા પૂરૂ વળી વીજળી પણુ થતી નથી, તેમ એના પગના ધબકારા પણુ સભળાતા નથી એ તે કેઇ દિશા ભણી ઉતરી પડી હશે ? હવે પત્તો હાથ લાગ્યો છતા, એને જતી મેલવામા કાંઈ માલ નહિ છળદાસના હાથમાથી છટકેલી દેખાયછે, તેથી હુ જો એને પકડી, પૂરી કરી, કાંઈ નિશાની લઈ જાઉ, તો મારૂ માન વધવામા બાકી રેહે નહિ તાલ જોવાને ચદ્રાવલીના ઘરની પડોશમા એક બાજુએ લપાઈ રહ્યા તો આટલો લાભ થયો, પણુ ખરે, એ ઘણી પક્કી જણુાયછે એ એટલી બધી સપડાઈ ગયેલી છતા, કેવી યુક્તિ કરીને નાશી ચાલી ! ચદ્રાવલી જાણુશે તો ચકિત થયા વના રેહેશે નહિ. પેલા ભૂતના ભડકાથી હુ તો છગી ગયો, ને કતરાતી નજરે જોતો જોતો આડે રસ્તે ચડયો, પણુ એની હિંમતને ધન્ય છે, તે હરણુની પેઠે છલગો મારતી ચાલી ગઇ વળી બીકની મારી રતોવાઈ ચાલશે, માટે જો આપણે અહિથી થાક્યાના ગાઉ કરીશું તો હાથમા આવશે નહિ, તેથી પછવાડે ચાલવુ ઠીક છે આ રસ્તો મોટો છે, ને આમ આડે વાડ અથડાઇ, ડાબી બાજુએ ચાલ્યો તો એક પછી એક ઘુમા અટેવાળી આવ્યા, ધોરી રસ્તા વચ્ચે એવુ હોય નહિ, માટે આજ રસ્તો પાશરો જણુાયછે, તેથી એ પણુ આજ રસ્તે ચડી હશે, ચાલ હવે તો કદડાવીને આગળ (ચાલવા માડે છે)

**લલિતા**—(પ્રવેશ કરીને) મેં પણુ ગજબ કર્યો છે અર્ધી ઉંઘતી અને અર્ધી જાગતી સ્થિતિમા પણુ મેં આખ મીચીને ચાલ્યા કર્યુ દશ બાર વાર આડી અવળી વાડોમા પડી, ને આખું શરીર કાટામાં સોરાઇ ગયુ, ત્યારે તો ઉંઘમા મને લાગ્યુ નહિ, પણુ હવે ઘણુ સાલે છે. અરે, મારે શરીરે કેટલા બધા ઉઝેડા પડ્યા છે ! લોહી તો ઉપર તરી આવીને ઠરી ગેયુ છે વળી કાટા તો શરીરમા અર્ધા ભાગેલાજ પેશી રહ્યા છે. ખરે, આવું કુમળુ શરીર મૂકીને તેમને બીજું કિયુ વધારે સાફ મળનાર હતું ? ચાલવામાં આટલું બધું દુ:ખ વેઠવુ પડેછે તેનો ઓરિયો તે મને ક્યારે વીતવ ! એ તો સસારનો લાહો લેવાયછે ! પણે જરા સૂઇને ઉંઘ લીધી તેથી તો વધારે સજ્જડ થઈ ગઈ અરે, હવે તો ચારણી ચલાતું નથી. ચંપાવતી અહિયાંથી કોણુ જાણે ક્યાંય પડી હશે. અરે ! મારી

વાહાલી માડી ! અને વૃદ્ધ પિતા ! તમે જાણતા હશો, કે, દીકરી જઇને સંસારસુખમા લીન થઇ ગઇ હશે, તેથી સર કે સમાચાર કાહાવતી અથવા લખતી નહિ હોય, પણ મારી આવી દશા થઇછે એ તમે શુ જાણો ? અરે ! હું કોણ માબાપની દીકરી, કેવી દશાએ પોહોચી, અને કયા આવી પડી ! હવે બુળાપો શો કરવો કૃત્ય પ્રમાણે વેઠવુ સત્ય છે (બેશીને, આડી આવછે) હાય ઉંચા મખમલના ગાદલા ઉપર મુલાયમ ચાદર પાથરી પોહોડતા તે આપણુ, અને આ કાંકરાવાળી ખડબચડી ભોય ઉપર આળો-ટિયે છિયે તે પણ આપણુજ ! આહા ! શા વારા ફેરા છે ? ખરે ! આવી ચલિત સ્થિતિનો હવે શોક કરવો એ કેવળ વ્યર્થ છે જેવે પ્રસગે જેવી સ્થિતિ થઈ, તેવે પ્રસગે તેવી સ્થિતિમા માત્ર મગન રહે સુખ છે (ઉઠીને જોઇને) અરે ! હાથમા ડાંગ ને પેલો ચમચમ પગ ઉપાડતો કોણ આવેછે ? કનકાપુરીની ભાગોળે મારી પછવાડે પડયો હતો તે તો નહિ ? એ તો આટલે સુધી શુ કરવાને અથડાઈ મરે ? એ તો કોઈ ચોર હશે તે લુટવાની લાલચે પગલે ચડેલો, પણ પત્તો નહિ લાગવાથી પાછો વળેલો હશે (ઉઠીને) આ તો કોઇ વટેમાર્ગુ છે, ચાલ, ઠીક થયુ મારે એનો સગાથ થશે ને એની સાથે વાત કરતા વાટ ખૂટશે, પણ એ મારા ઉપર ધસતો ધસતો કેયમ આવેછે ? અરે ! એ તો છળદાસના કુભાન્ડી જેવો જણાયછે નંદનકુમાર ઘેર આવ્યા કે નહિ તેની ભાળ કાહાડવા મારે સાસરે એ ઘણી વાર આવતો, તેથી એ કાળમુખો તો મને બરાબર સાભરેછે અરે; એ તો એજ ભગવાન! પાછા ભોગ મળ્યા, અહો પરમેશ્વર !

કુભાંડી (પ્રવેશ કરી લલિતાની ડોક ઝાલીને) રાંડ શાખણી લલિતા ! તેં મને આટલે લગી અથડાવ્યો, ને આખરે તો કબજામા આવી, તારે પેહેલેથીજ પકડાવુ હતુંકની, જે મને અથડામણ થાત નહિ, એના ભાગનુ-બાધજે હવે તુ છળદાસની પાસેથી છટકી આવી હઇશ, પણ મારી પાસેથી છટકાવાનું નથી હત, રાંડ લુચ્ચી ! (તેને ચોટલે ઝાલીને ઘસડી લઇ જાયછે અને પાસે ઘાસ ઉગેલી એક જગા હતી, તેમા ચતાપાટ નાખી દેછે તે બેભાન થઇ પડેછે, ને કુભાંડી તેની છાતી ઉપર ચડી બેસેછે, અને તેનું ગળુ દબાવવા જાયછે એટલામા) અરે, આ હરણુ ઘાસમા સતાવાને આવતુ હોય, • એમ કૂદતું મારા ભણી આવ્યુ (અકુકડો થઇ જોવા જાયછે એટલામા) ઓ મારા બાપ ! ખાધો રે ખાધો ! વાઘ આવ્યો રે વાઘ ! (નાસવા જાયછે)

વાઘ—(ફાળ મારી કુભાન્ડીને ડોકથી પકડેછે ને ચાલતો થાયછે)

લલિતા—(કુભાડીનો ખખળાટ સાભળી બુદ્ધિમાં આવી હતી તે ઉઠી થઇ જુવેછે)

હાય રે ગજબ!! વાઘે કુબાડીને ડોકથી ઝાલ્યો છે એનું આખુ માથુ તેના મોમા છે, ને શરીર આગળ લબડેછે, તેને હેલ્લે ચડાવી ઝપાટાથી ચાલ્યો જાયછે એક પળ પેહેલા હુ કુબાન્ડીના સ્થિતિમા હતી ને એ વાઘ હતો હવણા હુ મુક્ત થઇ ને એ સપડાયો અરે! એ દાત પીશીને મારૂ ગળુ ઝાલવા ગયો, ત્યારે એને જરા પણ વિચાર આવ્યો હશે, કે મારૂ ડોકુ ફાડી ખાનાર પ્રાણીના મોમા પેસવાનુ છે? શો એકાએક ફેરફાર! હુ પણ જો ચારમા ઢબુરાઈ ગઈ હોત નહિ, તો મારા પણ કદાપિ એવીજ વશે થાત, પણ ઈશ્વર મારો બેલી છે હવણા ઉભા ઉભા આવા વિચાર કરવાનો આ સમય નથી, પણ નતાઇ જવામા ઠીક છે (લોટ પોટ થઈ ચારમા સુઈ જાયછે, તેથી જરા શોર થયો, એટલે પેલુ હરિણ જેપાસજ ચારમા લપાઈ ગયુ હતુ તે વ ર આવ્યો સમજી, ચમ ને છનગ મા! અજાણતા લલિતા ઉપર પડેછે) અરે! ખાધી રે! (એમ કહી હાથ ઢાંકો ગય તેથી તે હરિણને કોટે બાઝી પડેછે, ને તે ચાલવા માડેછે) આ હરિણી પાશરી ચાલતી નથી, ને રસ્તો તો લાબો કાપવો છે એ બાધ્યા વિના સખની રેહેવાની નથી મારા પેહેરેલા લુગડાનો એક છેડો ફાડીને બાધુ તો ઠીક પડે થાક લાગ્યો છે તેથી એના ઉપર બેશીશ. (તેમ કરેછે) હા, ચાલ, હવે, હુ તારા ઉપર થોડો પગગીને બેસુ એટલે તું જરા નરમ પડ (તેના ઉપર બેસેછે) બળ્યુ બેહેન! તુ તો આડો અવળી જાછ સીધે રસ્તે ચાલની? મારામા તે કાઈ ભાર છે, જે તુ અમળાઇ પડતી ચાલછ? ચાલ બેહેન, ચાલ ઉતાવળી જા રે! આટલામા તે થાકી જતા હશુ? આ તે શી હાય! લે ત્યારે હુ આ ઉતરી (તે ઉતરેછે ને લુગડાનો એક છેડો જાળવી ઝાલી રાખેછે, પણ ભાર એ છો થયો એટલે હરિણિએ છલગ મારી, તેનો લલિતા તેની સાથે ખેચાઈને પડી, ને હાથમાથી લુગડાનો છેડો સરી ગયા, એટલે હરિણિ નાશી ગઈ, તેની પછવાડે દોડતા) અરે સખી! તુ તો ઘણી ઉતાવળથી દોડછ. મારાથી તારી વાહે દોડાતુ નથી અરે! તુ તો સ'ભળુ નહિ એટલે આઘે જતી રહીશ, તેથી મારૂ કેહેવુ વ્યર્થ છે તારે આવા નમેહેરા થવુ ઘટતુ નથી મારી વીતી સાભળી હોત તો તને ઘણી દયા આવત, એટલે મને એકલી મૂકીને જોત નહિ હશે, હવે તને જે સારૂં લાગ્યુ તે ખરૂ (આગળ ચાલતા ચાલતા)

(ઠાકરનદના મહિનાનો રાગ-દેશ.)

હાં આ દેખુ ડુગર તણી, વાકી ચૂકી જણાય,
ઉંચી નીચી તેમાં ટેકરી, ગણતા તે ન ગણાય ૧

પેલા પ્રવાહ ડુંગર તણા, એ તો વેહેતા રે જાય,
સર્પ જેવા દેખાય છે, જાણે ડશવા ધાય ૨
વાદળી વિટાઇ ટોચને, ઠાલવશે નિજ ભાર,
સ્નેહવર્ષાદ વર્ષાવીને, કરશે ઠડી ગાર. ૩
ઓ ! રે ! અલી ભુંડી વાદળી, શુણ મારી તું વાત,
ઠડાને ઠડુ કરે તેમા મોટી છે નહિ વાત ૪
પણ હું તપેલી તાપથી, તે પર કર ને કૃપાય,
પડ ટુટી મુજ પગ માત્રડી, જેથી બળતા જાય ૫
બીજી પેલી દેખુ ડુંગરી, લીલા, પીલા પોશાક,
પાખડી, ફૂલ, ફળ ભાત છે, મોર મૃગ વળી કાક ૬
લેહેર લીલી, ફીળી લાખેણી, શોભાનો નહિ પાર,
સૌભાગ્યવતી ઓ સુંદરી ! તારે તો જેજેકાર ૭
સાગ નથી કશો માહરે, માગે નહિ શણગાગ,
પણ મારે ગરજ તેની નથી, ઘટયો કાયાનો ભાર. ૮
હલકા થયા તરણા થકી ઘટયો વક્કર ઓજ,
એવી નિસાસણી હુ થઈ, તમારે આઈ મોજ ૯
હો હવે હો ગમ રામ છે, હુ તો ચાલી રે જાઉં,
મળુ જો મળાય માતતાતને, મારા દુ ખડા હુ ગાઉં ૧૦

( આગળ ચાલવા માંડે છે )

# अंक ५ मो.

## प्रवेश १ लो.

### स्थळ, चंपानगरी

**જીવરાજ અને કમળા.**

**કમળા—** ( ગાય છે )

આ તો ખોટો છે સસાર પૂરો પરપોટાનો ખ્યાલો ટેક
અનુકૂળ આવ્યે સારો લાગે, પ્રતિકૂળ આવ્યે દુ ખ,
બધારણ તો પ્રતિકૂળ કેરૂ, છેવટ નહિ કાઇ સુખ, આ તો૦ ૧
કનક પાત્રમા વસિયો કીડો, એને શો અભિલાષ,
ભલે વસુદ્યુ ભવ્ય હવેલી, અતિ અ તરે નિરાશ આ તો૦ ૨

વા'લી પુત્રી ચાલી જાતા, દિલ ડામ્યા અ ગાર,

સુખના સાધન દુ ખના થાતા, વ્યર્થ થયો અવતાર. આ તો० ૩

મારી દીકરી છેલ્લી વારે કમોતથી મોઈ. વાહાલથી વળાવી તો ખરી, પણ શાથ ચોઘડિયામા વિદાય કરી, જે ફરીથી તેને જોવા વારો આવ્યો નહિ જે દિવસથી એના મોતની કાળોતરી આવી છે, તે દિવસથી એક ઘડી મને સાભર્યા વિના રેહેતી નથી. રાત દિવસ એનું રટણ થયા કરેછે નિત્ય એના શમણા આવેછે આજે તો એણે મારી સાથે પારવની દુ ખની વાતો કરી, અને જાગી તો જતી દેખાઈ મારે મોડેથી નિંદા તો કયમ થાય, માનો ન માનો પણ એનો જીવ કમોતે ગયો, તેથી ભૂત થઈ અહિ આવી રહી હોય એવો ભાસ થાયછે

**જીવરાજ**—મારા ને તારા વિચાર બધા મળેછે હુ તને માડીને કહુ તો તુ હબકી જાઉં મને પણ એ બીજે ત્રીજે દેખા દેછે. તે દિવસે આપણે પુણ્યદાન કરી દીધુ, ને સ્નેહપુર જવાના દર્વાજા બાહાર મોટી ધર્મશાળા બધાવી, તેમા મહાદેવનુ દેવલ ચણાવ્યુ, ને શિવની સ્થાપના કરી, ત્યારે જાણે એ આવીને મારી ડોકે બાઝી, ને કેહેવા લાગી, કે, "પિતાજી! હુ મરી ગઇ છુ, પણ તમારૂ હેત મારા ઉપરથી ઓછું થયુ નથી મારે માટે તમે તમારૂ વૃદ્ધ શરીર બળાપો કરીને અર્ધું કરી નાખ્યુ, ને ઘણી ખરી પુજી મારી પછવાડે દાન કરીને પાર મૂકી" મને તે રાતે ધ્રુજારો વછૂટયો, ને જાગ્યો તો તેને દીઠી નહિ રાત પડેછે, કે હુ તેને ઘરમા ફરતી દેખતો ના હોઉ એવા ભણકારા વાગેછે સોમવારે સોમવારે રાતની વેળાએ દર્વાજા બાહાર આપણી ધર્મશાળાના શિવાલયમા પૂજા કરવા જાઉ છુ ત્યારે મશાલનુ અજવાળુ હોયછે, પણ આસપાસ આડી આખે ધાસ્તીથી જોઉ છુ, કે તે મારી પછવાડે આવતી તો નથી? એકનુ એક છોકરૂ, અવસ્થા થઇ એટલે કશી આશા નહિ, ને ધન માલ આદિ ઉપભોગ કરવાનું ઘણુ રહ્યું, પણ કોઇ પાછળ ભોગવનાર નહિ એટલે મન કહ્યુ કયમ કરે? ઈશ્વરેચ્છા, નીપજ્યુ તે ખરૂ હશે, એ વાત હવે વધારે વધાવવામા ફળ નથી

(બ્રાહ્મણો પ્રવેશ કરેછે.)

આજે તો આ બ્રાહ્મણો રૂદ્રી કરીને આવ્યા છે, તેમને દક્ષિણા આપી, સાથે લઈ દર્શન કરવા જાઉ છું

# प्रवेश २ जो.

## स्थळ, चंपानगरी.

લલિતા—ઓહો! હુ કેટલુ બધુ અથડાઇ ત્યારે આજે ચપાનગરીનો પત્તો લાગ્યો! પેલા વટેમાર્ગુનુ કલ્યાણ થજો, જે એણે મને ઉગારી સીધે રસ્તે પાડી, નહિકર અત્યારે ક્યાય અરણ્યમા પૂરી થઇ ગઇ હોત. મરણતુલ્ય સ્થિતિમા ચાલતા દિવસ પણ ઓછા થયા નથી ઓહો! મારા નગરનો દર્વાજો પેલો સામો દેખાય. પણ તે અત્યારે બધ છે. રાત્રિ તો અર્ધી ગઈ છે એટલે બધ હોયજ ઠીક છે, આટલા દિવસ વગડામા રાતવાસો રહ્યા, ત્યારે એક રાત્રિ નગરની ભાગોળે પડી રહીશુ, તો કાઇ વધારે લાગવાનુ નથી. અરે! આ તો કોઈ નવુ સ્થાન થયેલુ દેખાયછે વાહ! શી શોભાયમાન બાધણી છે! ખરે! મારા નગરની આસપાસ સારો ફેરફાર થયો, ત્યારે મારી સ્થિતિનો નઠારો ફેરફાર થયો અત્યારે મારા માબાપ શુ ધારતા હશે? તેઓને ખબર હશે, કે, અમારી દીકરી ભાગોળ લગી આવી છે, પણ દર્વાજો બધ છે તેથી રાતવાસો રેહેવાને નિર્ભયસ્થાન ખોળેછે? ના રે, તે બિચારા ક્યાથી જાણે! વારૂ, મારી વાહાલી સખી પ્રભાવતી અહિ હશે કે સાસરે? એને કેટને બધે દાહાડે મળીશ! તે મને જોશે અને મારા દુ ખની વાત જાણશે, ત્યારે કેટલી બધી દુ ખી થશે અરે! આજ ભાગોળેથી હુ સાસરે જવા નીકળી ત્યારે કેટલો બધો દબદબો હતો! કેટલા બધા લોક એકઠા થયા હતા! તે સમય મારા મનમા કેવી આશા હતી! ને આજે હુ કેવી નિરાશ થઈ ગયેલી અને દુખિયારણ થઈ પડી છુ! મારો પથીરામ તે દિવસે કેવી ઉલટથી મારી સાથે આવ્યો હતો હુ પાપિણી, તેને વગડામા ઘાથી છુદાઇ ગએલો, અને લોહી લોવાણ થઇ ગયેલી સ્થીતિમા પડતો નાખીને ચાલતી થઈ હતી અરે મારા પથીરામ! તેં મારે માટે બહુ સહન કર્યુ, ને મહા મૂલ્યવાન તારો જીવ પણ મારે જ માટે તેં ખોયો હુ નગરમા જઇશ, ને તારી સ્ત્રી અને છોકરા આશાભર મળવાને આવશે, તેમને હુ શુ ઉત્તર આપીશ! અરે ભગવાન, જેમ જેમ હુ નગર પાસે આવતી ગઇ, તેમ તેમ મારો પગ ભારે થવા લાગ્યો અને દિલ ગભરાયુ તેના આજ કારણ અરે, મારા સબધી જે જે નિપજ્યુ છે, તે તો કોઈના માનવામા આવે નહિ એવુ છે

( રાગ પીલુ તાલ ધુમાલી )

સ્વપ્નવત્ આ શુ દેખુ'રે, જાણે આળ પપાળ, ટેક.

(સાખી)

ક્યા ગઇ'તી આશા ભરી, ક્યાથી આવી કેમ,
સાચુ એમા શુ હશે, શકા મન થઇ એમ સ્વપ્નવત્૦ ૧

(સાખી)

સુખી થઇ પાછી ફરશે, સુખ દેનારી થાત,
ઉલટી કર્મતણી કથા, વગોવાઇ મુજ જાત. સ્વપ્નવત્ ૨

આમ ઉભા રહીને ક્યા સુધી વિચાર કરવો, ચાલ હવે તો આ સ્થાનમા જઇને જરા આરામ લેઉં ( ધર્મશાળામા પેસેછે ) અરે ! આ તો ચારે મગ બધ વિનાનુ છે આ દર્વાજો ઉઘાડો રેહેછે, તેથી નિર્ભય જગ્યા શોધવાની અગત્ય છે આ તો વચ્ચે શિવાલય હોય એમ જણાયછે ચાલ માહ ( માહે પેસતા ) હા ! છેક માહેલો જે મડપ છે, તેમાંજ દ્વાર ભીડીને પેસુ

( તેમ કરીને અદર સુવેછે. )

•

## प्रवेश ३ जो.

### स्थळ, शिवालय

**જીવરાજ, મશાલચી અને કેટલાક બ્રાહ્મણ.**

**પેહેલો બ્રાહ્મણ**—અરે દેવદત્ત, દ્વાર તો બધ કરેલા છે, એ કેમ હશે ?

**બીજો બ્રાહ્મણ**—કાઇ વળી માહ પેઠું હશે, ને દ્વાર ભીડયા હશે, તેમા બીની શુ કરવાને જાઓછો ? ( ધ્રુજેછે )

**જીવરાજ**—કમાડ ઉઘાડતા નથી, ને ભાજગડ શી કરવા માડી છે ! ( પાસે આવીને ) કમાડ ભીડેલા છે કે શુ ? ( કરીને આગલા મડપમાં જતા ) માહ કોઇ પેઠુ હોય ને બધ કરયા હોય, તો બોલાવો જોઇયે કોઇ બોલેછે ?

**ત્રીજો બ્રાહ્મણ**—માહ કોણ છે ? જે હો તે ઉઘાડજો-ઓ-ઓ.

**લલિતા**—( ચકિત થઇને ) જરા આખ મળવા આવી હતી, એટલામા વળી આ કોણુ પાપ આવ્યુ ? જો ઉઘાડીશ તો પાછા ભોગ મળશે, માટે બોલવુ નહિ

**ચોથો બ્રાહ્મણ**—અરે, કેમ રે, કોઇ બોલતું નથી ! જે હો તે

ઝટ ઉઘાડો અમારે શિવપૂજન કરવાનો નિયમ છે, માટે જો ઉઘાડશો નહિ તો કમાડ ઉતારવાં પડશે.

લલિતા—( માંહે રહી રહી ) હવે ચાલે એમ નથી. કોઈ પૂજાના નિયમવાળુ છે, તેથી બીક તો નથી ને નહિ ઉઘાડિયે તો કમાડ ઉતારીને માંહ આવશે, ત્યારે ઉલટી પીડા વધશે માટે ચાલ ઉઘાડુ ( ધ્રુજતી ધ્રુજતી ઉઘાડેછે, તેટલામાં મશાલવાળો જે આગળના મ ડપમા જીવરાજ પાસે ઉભો હતો, તેની મશાલનુ ઝાખુ અજવાળુ લલિતાના કરમાઈ ગયેલા મો ઉપર પડયુ તે જોઈને જીવરાજ જે ઉ ચ્યો ને ઉછળ્યો રહ્યો હતો તે )

જીવરાજ—નાસો રે ભાઈ નાસો ! ( તે દોડેછે )

બ્રાહ્મણો—ગચ્છતિ કરો રે ભાઈયો ગચ્છતિ ! ( નાસેછે )

જીવરાજ—( પછવાડે છળીને જોતો જાયછે ને નાસે છે )

લલિતા—( ભયભિત થઈને ) અરે, આ કોણ હશે ? એ તો સર્વે મારાથી છળીને નાશી ગયા. મને પિશાચિણી તો નહિ જાણી હોય ? તે તેમની મેળે ગમે તેમ જાણો, પણ એ બધા નગરમાથી આવ્યા હશે ચાલ, જો તેમ હોય તો હુ પણ પાછળ પાછળ માંહ પેશી જાઉં એટલે નીકાલ આવે ( જાયછે ) •

## प्रवेश ४ थो.

### स्थळ, मार्ग.

બ્રાહ્મણો—નમ શિવાય, નમ શિવાય ( નાસેછ )

(नाराचवृत्त )

भूतसघनायक विशालशान्तिदायक
शुलटंकपाशदडपाणिमादिकारण ।
दृष्टिपातनष्टपापजालमुप्रशासन
शोककोपमोहतापमूलनाशनं भजे ॥

• જીવરાજ—( ઉતાવળે ચાલતાં ) ભોળાનાથ ! ભૂતનો ભય નિવારણ કર

બ્રાહ્મણો—શાન્ત પાપ, શાન્ત પાપ ( એમ બોલતાં ત્વરાથી ચાલેછે )

જીવરાજ—અલ્યા મશાલચી ? મેરની પાછળ કેમ પડછ ? પગ ભાગ્યા છે કે શુ ? ( પછવાડેથી લલિતાની વેગે છાયા દીઠી એટલે વધારે દોડેછે, પણ, પાછળ નજર કરયા વિના રેહેવાતુ નથી )

**લલિતા**—(ત્વરાથી તેમની પાછળ જતા) આ તો આશ્ચર્યકારક વાત છે, આગળ દોડેછે એનો ઘાટ તો મારા પિતાજી જેવો જણાયછે; ને વળી મારા જ ઘર ભણી બધા ધબડ ધબડ જાયછે અરે, એ તો નહિ હોય? જો ખરી વાત! આ મારા ઘરમા પેઠા ચાલ દોડ, તેઓ ચપોચપ માહ્ પેશીને બારણા બંધ કરી દેશે.

**સર્વે**—( ઘરમા પેશી જાયછે,)

**લલિતા**—( દોડીને બાહેર બેસેછે )

# प्रवेश ५ मो.

## स्थळ, जीवराजनी हवेली

જીવરાજ, કમળા, બ્રાહ્મણો આદિ બીજા માણસ અને લલિતા.

**જીવરાજ**—ચલી! ખાધો રે ખાધો? ( ગભરાઈને વચ્ચે પથારી પડી હતી તેમા પડેછે )

**કમળા**—હાય રે! આવડુ શુ છે? આ તમને શુ થયુ? તમે કેમ ઉછાળા મારોછો?

**જીવરાજ**—( ચાકમા લલિતાને જોઈને ) અરે! એ પેલી મોઈ, પેલી મને ખાવા આવી છે મરેલી વેરી થઇને મારવા આવી છે રે મારા બાપ!!

**કમળા**—( ચોકમા જોઈ ) હાય રે ખરેસ્તો? એ તો આપણી લલિતા, જુવોને ડોળા કાહાડેછે!

**પેહેલો બ્રાહ્મણ**—અરે પિશાચ! પિશાચ! દુષ્ટ પિશાચ!

**બીજો બ્રાહ્મણ**—દુષ્ટ પિશાચિણી! ગમન કર, ગમન કર, નહિ કર અહિ ભસ્મ કરવી પડશે

**જીવરાજ**—( છળી છળીને ઉછાળા મારેછે,)

**એક બ્રાહ્મણ**—( મંત્રેલા પાણીથી તેના ઉપર માર્જન કરેછે )

**બે બ્રાહ્મણ**—( તેને જોરથી દબાવી રાખેછે )

**જીવરાજ**—અરે, એને મારી કાહાડો રે! નહિ કરે મારો જીવ જશે.

**માણસો**—( જે હાથ આવ્યુ તે લઈ લલિતા ઉપર ફેંકેછે )

**લલિતા**—( સ્વગત ) મારા ઉપર ઈશ્વરનો જ કોપ થયો છે હું જીવતી છું, તેમ છતા મારા જ માબાપ મને પિશાચિણી ગણી મારો ધિક્કાર કરેછે. અરે ઈશ્વર! ( તે મારને નહિ ગણકારતા બધાની ખાતરી કરી આપવા આગળ ધસેછે એટલે )

**જીવરાજ તથા કમળા**—હાયરે ! રાડ લોહી ચૂસવા આવી રે ! ( તેઓ અહિંથી તહિં દોડમદોડા કરેછે )

**બીજા સર્વે**—(ખશી જાયછે ને છેટેથી જે હાથમા આવ્યુ તે તેના ઉપર ફેંકેછે )

**એક બ્રાહ્મણ**—લે, પિશાચિણી લેતી જા, ( પચપાત્ર ફેંકેછે )

**લલિતા**—( પીડિત છાતીમા વાગ્યુ તેથી ) હાય રે, હું મરી ગઇ, મને મરેલીને તમે શુ કરવા મારોછો રે મારા માબાપ ! તમે આવા નિર્દય થઈ ગયા છો એમ જાણુત, તો હુ અહિ શુ કરવાને આવત રે !

**બીજો બ્રાહ્મણ**—આ પિશાચ તો મારનું ઘરાક છે (તરભાણી ઝાપટેછે)

**લલિતા**—( પેટમા વાગ્યુ એટલે ) મારી સુજેલી બરોલમા વાગવાથી ઘણી કળ ચડી

**ત્રીજો બ્રાહ્મણ**—આ મત્રેલા પાણી સહિતનુ પચપાત્ર તારી મુક્તિ કરશે ( ઝાપટેછે )

**લલિતા**—( કપાળમા વાગતા ) અરે ! મને મારી નાખીરે ! ( મૂર્છાગત થઈ પડેછે )

**ચોથો બ્રાહ્મણ**—(નાસતા સુતેલા બ્રાહ્મણ ઉપર પડે છે )

**રસોઇયો**—( એક પ્રાણી પડયો ઉઘતો હતો તે પગ તળે ડબાયો એટલે ઉછાળો મારીને ) અરે કોણ છે ? અત્યારે કોણ છે ?

**ચોથો બ્રાહ્મણ**—હવે હળવો મેર હળવો, જો પેલી લલિતા પિશાચિણી થઇને આવી છે તે પેલી પડી વધારે શોર કરીશ તો તારૂં લોહીજ ચૂશી ખાશે

**રસોઇયો**—જા, જા બીકણ બૂમણા ? ભૂત તે આમ પડી રેહેતુ હશે ? વળી ભૂત શુ ? ( ધસીને લલિતા પડી હતી ત્યા જઈ તેનુ માથુ ઉચુ કરી ) અરે, આ તો લલિતા છે ! ( ડરીને જરા પાછો ખસેછે )

**લલિતા**—હા ભાઈ ! હુ જીવતી છુ રે લલિતા નથી મોઈ

**રસોઇયો**—બેહેન લલિતા ! તમે જીવતા છો ?

**લલિતા**—હા, હું જીવતી છુ દુ મે મરેલી છું અને વળી અહિ મને માબાપે ફરી મારી નાખી રે મારા માબાપ ! મારા કપાળમાથી લોહી બહુ વહ્યુ તેથી મને તમર ચડયા હતા

**રસોઈયો**—( લોહી લોઇ નાખીને ) અરે વેહેમિયો ! તમે કોઇ કાંઈ નાખશો નહિ. ભૂત નથી, પણ લલિતા જીવતી છે

**બધાં સાથે**—હેં ! લલિતા જીવતી છે ?

**લલિતા**—મારી વાહાલી માડી ! તુ પણ મારાથી બીહી ને નાશી ગઈ ?

**સર્વે**—( એક પછી એક બધા ડરતા ડરતા પાસે આવતા જાયછે )

**લલિતા**—મારી મા કયમ નથી આવતી ?

**રસોઇયો**—( આખમા આસુ આણીને ) બેહેન ! મહા કોપ થયો છે અમે બધા તમને તો મરી ગયેલા જાણિયે છિયે તેથી તમારા મા તમારાથી ડરે એમા નવાઇ નથી

**લલિતા**—હાય રે ! એવા સમાચાર અહિ કિયા વેરિયે મોકલ્યા ?

**રસોઇયો**—તમારા સસરાનાજ હાથનો કાગળ આવ્યો હતો, કે લલિતાને સાપ ડસ્યો તેથી મરી ગઇ છે ને નંદનકુમારનું પણ તેમજ થયુછે.

**લલિતા**—શિવ ! શિવ ! શિવ ! આ બધા છળદાસ અને પેલી રંડાના કર્મ અરે ભગવાન્ ! એ તે કેવા પ્રપચી, અને પાપી ?

**રસોઇયો**—છળદાસ કોણ ?

**લલિતા**—ભાઇ, એ વાત લાબી છે મને મારો વર મારી નખાવવા લઇ ગયો હતો, તો હુ પારકાને શો દોષ દેઉ ?

**રસોઇયો**—( શેઠ, શેઠાણીને ) તમે ક્યા સતાઇ પેઠા છો ? આવોની ! આ તો ફાલા ફેરની વાત ! ( તેમને શોધી કાહાડેછે )

**જીવરાજ**—એ રડા ગઇ કે છે ?

**રસોઇયો**—રડા કોને કોહોછો ? આ તે શુ ગાડપણ ! આપણી લલિતાને એનો વર મારી નખાવતો હતો, તેમાથી નાશીને આવી છે, ને તમે આ શુ બકોછો ! જાઓ મારા શેઠ, જરા તો વિચાર કરો !

**કમળા તથા જીવરાજ**—હેં ! દીકરી જીવતી આવી છે ?

**રસોઇયો**—હા, હા, આવો

**લલિતા**—( તેમને આવતા જોઇ. ) ઓ મારા માબાપ ! હાય રે, તમે મને મુવેલી જાણી ! માડી ! મારે માથે દુખના ઝાડ ઉગવા બાકી રહ્યા છે ( તેની કોટે બાઝી રડેછે )

**કમળા**—ઓ મારી વાહાલી ! તુ આવી દુખી થઇ ?

**જીવરાજ**—અરે, આ તે સ્વપ્ન કે સાચુ ? ( સ્તબ્ધ થઇ જાયછે )

**લલિતા**—( તેને બાઝીને ) પિતાજી, સ્વપ્ન નથી, તમે હબકશો નહિ હું જીવતી છું. પણ મેં જે દુખ વેઠ્યુ છે, એ જો તમે બધુ સાભળો, તો અત્યારે શું થાય તે કહી શકાતુ નથી. ( બહુ રડેછે )

**જીવરાજ**—( સાવધાન થઈને ) ઓ મારી દુઃખી લલિતા, ભગવાને તને જીવતી ઘેર આણી, એજ તેનો પાડ

**કમળા**—બાપુ, પથીરામ ક્યાં ? એ કેમ તારી સાથે નથી ?

**લલિતા**—માતા ! તે મને ઉગારવા જતા પોતે મરાયો અરે ! હુ પાપિણી મોઇ હોત, ને એ ઉગર્યો હોત તો સારૂ થાત એની વહુને હવે હુ હુ શુ કહીશ અરે ! એનો છોકરો એના પથીબાપા માગશે તો હુ ક્યાથી આપીશ ? ( રડે છે )

**જીવરાજ**—દીકરી ! તું બળાપો કર મા એના બાપડી છોકરાને સદા આપણે પાળીશુ

**લલિતા**—પણ પિતાજી, પથીરામની જગ્યા આપણાથી નહિ પુરાય, અરે, એને અહિ બોલાવી લાવો

**જીવરાજ**—અરે, એક જણ જાઓ એમને સ્નાન કરાવીને બોલા-વી લાવો. ( એક જણ બોલાવવા દોડી જાયછે )

**કમળા**—દીકરી ! મારી વાહાલી દીકરી ! તું આમ રડ રડ કરીશ તો થાક ને દુઃખની મારી વળી વધારે લેવાઇ જઇશ જાઓ ભાઇયો, કોઇ એની સખીને બોલાવી લાવો, જે એ એને જરા સમજાવે. ( એક જણ જાયછે)

**લલિતા**—શુ મારી પ્રભાવતી અહિ આવી છે ?

**જીવરાજ**—હા બાપુડી ! તે આવી ત્યારની તારૂ મોત જાણીને, બીચારી સોરીને અર્ધી થઇ ગઇ છે

**કમળા**—અરે, એનાથી ઘરમા પગ તો શાનો મૂકાય, પણ આ-પણા બારણા સામુ જુવેછે, કે મને દેખેછે, તો એનાથી રડી જવાય છે અરે બેહેન ! અમને કાંઈ ઓછુ થતુ નોહોતું, પણ એના બળાપા સાથે જ્યારે અમારી બળતરા મેળવતા ત્યારે તે ઘણો વધી પડતો

**પ્રભાવતી**—( પ્રવેશ કરીને ) ઓ મારી વાહાલી સખી ! (તને વળગી પડેછે)

**લલિતા**—(વળગીને ખુબ રડયા પછી ) ઓ મારી પ્રાણસખી, તુ પણ સાસરે જઇ આવી, ને હું પણ સાસરે જઈ આવી. તુ તો થોડી વેળાને માટે આવી, પણ હુ હવે સદાને માટે આવી. સખી ! મારા સંસારની સ-માપ્તિ થઇ ચૂકી છે

**પ્રભાવતી**—મારી વાહાલી ! તુ શુ કેહેછે, આ તે શી ગજબની વાત !

**લલિતા**—જગતમા જેટલો ગજબ હોય તેટલો સમરાઇને મારા ઉપર ગુજર્યો છે. સખી, માતા, પિતા, મારૂ હૈયુ એટલુ બધુ ઉભરાઈ

આવ્યુ છે, કે તે ખાલી કર્યા વિના અમુઝણનો ડચૂરો મારા પ્રાણુ રૂંધી નાખશે

**પ્રભાવતી**—સખી! તારા હૈયાનો ભાર તુ ખાલી કરી દે અને આ મને વેદના આપ.

**લલિતા**—અરે, મને સાસરે વળાવી હોત નહિ તો આશાથી જીવાત, પણ મારી બધી આશા હવે ધૂળ મળી ગઈ ( જાણે ) હુ સસરાને ઘેર જઇને બેઠી, કે મારી સાસુ નણદે મારી સાથે કજિયો માડયો, મારા સસરા પેલા નાશી ગયેલાને ખોળવા ગયા હતા, તે આવ્યા પછી તે દુખિયારાએ પોતાનો ઘણો બળાપો જણાવ્યો અરે, એ બિચારા પેલિયોના દુ ખથી સદાના બળેલા છે પણ હવે તો તેમની બળતરાનો પાર નહિ હોય ઘરબાર વિનાના, દામ, ઠામ, ને હામવિનાના, અને પોતાના કુછદી છૈયા વિનાના, હવે તો એકલા મોતને આશરે પડ્યા હશે એમના સારા સ્વભાવને લીધે મને એમની ઘણી દયા આવેછે અરે! હવે એમનુ શુ થશે?

**પ્રભાવતી**—ત્યારે તો નદનકુમારને પણ કાઇ થયુ હશે

**લલિતા**—હા સખી, ખાડો ખોદે તે પડે હવણા હું બધુ કહુછુ, પણ પિતા, મારા સસરાની તમે સભાળ લેજો એ દુખિયારાને દુ ખમાથી તારવાને તમે એને આશરો આપજો એમના દીકરાએ એમનું સર્વસ્વ ઉડાડી દઈને એમને દરિદ્રતાની રાખે રઝળતા કર્યા છે

**જીવરાજ**—બાપુ! તું એમની ચિ તા કરીશ નહિ હું મારી જાતે એમની પાસે જઈને, જેવો કેહેશે તેવો આશરો આપીશ, અને દુ ખ મટાડીશ

**લલિતા**—પણ પિતાજી! એમના મનનો ભડકો તમે શી રીતે ઓલવશો? અરે, મારા કાળજામા હવે જેવી હોળી ઉઠી છે, એવી એમના હૈયામા ઉઠી હશે તે તમારાથી નહિ ઓલવાય

**કમળા**—નદનકુમારરૂપી લાય મારા કાળજામા લાગી તેમ તેનામા પણ લાગી હશે અરે ભગવાન્! આ તે શો કોપ?

**લલિતા**—સખી, એ મૂર્ખ, અભણ, અને સર્વે દુર્ગુણના ભરેલાને મારી જરા પણ દયા આવી નહિ. એણે વિનાપરાધે મારા ઉપર કોપીને મને આ ગાલ ઉપર લાતો મારી તેથી હજી પણ મોતીની ભાત મારે ગાલે ઉઠી રહી છે.

**પ્રભાવતી**—નઠોર, દુષ્ટ.

**લલિતા**—અરે! એટલેથી મારો છૂટકો ના કર્યો, પણ લાતોનો

પ્રહાર એટલો બધો કર્યો, કે હજી તે મને સાલેછે અને મારા પેડુમા અ નિશય કળતર થાયછે અરે, એટલાથી તે ધરાયો નહિ હું જરા શુદ્ધિમા આવી ત્યારે એક જગલમાના ખડેરમા ગાસડીમા બાધેલી જણાઈ અને કલ્પાતથી છૂટી

**જીવરાજ**—ઉંઘમા તને ગાસડીમા બાંધીને ચડાળ લઈ ગયો હશે ?

**લલિતા**—એની વાહાલી ગણિકા અને દુષ્ટ જગદાસે મળીને એ બધી ગોઠવણ કરી હશે

**જીવરાજ**—તમને સાપ કરડ્યાનો કાગળ પણ એમણેજ જૂઠો લખ્યો હશે

**લલિતા**—હા, એમજ થયુ હશે પણ મને મારી નાખવાને જેને કહેલુ તે પૂરવિયો, એ બધાને ઠગ કરીને, મારી પછવાડે ધાયો અરે, એ કાળમુખાને સભારતા હું કપુછુ. એ મને અયોગ્ય વચન કેહેવા લાગ્યો, ને હુ ગભરાવાલાગી, તેવામા મારા પથીરામને પોતાની શોધ કરવા મોકલ્યો હતો તે અચાનક ત્યાં આવી પોહોચ્યો

**જીવરાજ**—અરે, ત્યારે શુ પૂરવિયાની સાથે લડતા તે મરાયો ?

**લલિતા**—હા પિતાજી, મારૂ રક્ષણ કરવા જતા તે મરાયો અરે, તે વેળાનો એનો ભયકર અને ગાભરો દેખાવ મ કી દૃષ્ટિથી ખસતો નથી પથીરામ! પથીરામ! મારા વાહાલા પથીરામ!

**પંથીરામની સ્ત્રી**—(પોતાના છોકરાસહિત મોટે કરાને રડતા) અરે! મારા ધણીને શુ થયુ ? મારો અવતાર કેમ જશે ?

**લલિતા**—માઈ! મારે માટે એ મરાયો, ને મારો અપરાધ ક્ષમા કરજો છોકરા, બાપુ, મારા ભાઇ! તારા પથીબાપા મારે માટે મુઆ જાણી, તું તારી નિર્દોષ આતરડી કકળાવીને મારા ઉપર નિશ્વાસ નાખીશ નહિ અરે, એ નિશ્વાસની જ્વાળાએ બળી જતા પણ મારો છૂટકો નહિ થાય

**છોકરો**—(રડતા) મારા પથીબાપાને તમે ના લાવ્યા, શુ એ પછવાડેથી આવશે ?

**લલિતા**—ભાઈ! હવે હુ તને શુ ઉત્તર આપુ એણે મારે માટે પ્રાણ ખોયા છે અરે મારૂ દુખી કાળજું કોરાઇ નથી જતુ? અરે! તે ઠીક જાઓ કે આ કાળના દુખમાથી હું છૂટુ. બાપુ! તારા પથીબાપા મારા પ્રાણ સાટે આવી શકતા હોય તો મને દુખ ઓછુ લાગે, એના જેવા સ્વામિભક્ત માટે, મારા પ્રાણ આપવાને હું તૈયાર છુ

**પથીરામની સ્ત્રી**—(રડતી રડતી) બેહેન ! જે થયુ તે થયુ અમારા ભાગ્યમાથી એ જવાના હતા તો તે બીજી રીતે પણ જાત, તે કરતા, પોતાના ધણીની સેવા કરવામા તે મુઆ છે, તો તેથી મને જરા સરખો પણ દિલાસો છે

**પ્રભાવતી**—અરે, એ મુઓ નથી, પણ જગતમા પોતાનું નામ અમર કરી ગયો છે ધણીના ચાકરી કરતા એને વિત્યાની વાતો દૃષ્ટાન્તમા આપશે અને એનો કીર્તિદેહ બધાયલો રેહેશે બાઇ ! તમે વધારે બળાપો કરો નહિ લલિતા ! તારી કર્મકથા આગળ ચલાવ

**લલિતા**—(ઉઠીને) એક પર્વતપુરીના—અરે, ઓહ, મારૂં કાળજુ ચપાઇ જાયછે ઝાઝુ નથી બોલાતું ઓહ, ઓહ સાર એ જે, મહાકષ્ટ વઠતી અહિ આવીછુ (અમઝાઇ પડેછે)

**કમળા**—બાપુ, ઈશ્વર તને સહાય થયા. (તેને ઝીલી ગાખછે)

**પ્રભાવતી**—હા, ઈશ્વર એને આ વેળાએ સહાય થયા એટલુજ નથી પણ એ દ્વારે બહુનુ કલ્યાણ થશે, કેમકે એની વીતક વાતો સાભળીને અવિચારથી પોતાની વાહાલી દીકરિયોને દુ ખદરિયામા નાખનાર તેમના માબાપ બોધ લેશે અરે ! મારી સખીના દાખલા ઉપરથી જે કોઇ બોધ લેશે નહિ તો પરમેશ્વર તેના ઉપર રૂઠશે અને તેના ઉપર વિપત્તિ વરસાવશે (આસપાસના લોકો એકઠા થઈ જાય અને આશ્ચર્ય પામી એક બીજાને પૂછપરછ કરેછે)

**લલિતા**—પિતાજી ! મારા આત્મની વાત ચાલશે તેમ આખુ પુર આશ્ચર્ય પામી ઉલટી આવશે, અને અહિ સમાસ નથી માટે આપણે બધાવેલા પેલા પુરાલયમા ચાલો, ત્યા જરા વાર હુ વિશ્રામ લઇશ પછી મારી વીતી કહી સભળાવીશ, અને તેથીજ મારી અમુઝણ શમશે

**જીવરાજ**—ઠીક ત્યારે, (બધા ત્યા જાયછે, અને સવાર થતા આખુ પુરાલય ઉભરાઇ જાયછે)

---

પ્રયોગ કરવામા કવિતાના સબધનો ભાગ જુદો રેવ મા આવેછે

# પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ, પુરાલય.

જીવરાજ, કમળા, લલિતા, પ્રભાવતી અને પુરજનો.

જીવરાજ—જોયુ બ્હેન ! નગરના લોકોનો તારા ઉપર કેટલો અપ્રો ભાવ છે ?

લલિતા—હા પિતાજી ! (વક્તાસન ઉપર ચઢીને) પુરજનો ! મારા ઉપરના સ્નેહભાવને લીધે તમે મારી વીતી સાભળવાને અધીરા થઇ એકઠા થયા છો તો મારી કર્મકથા સાભળો —

શેઠ સગાળશા સાધુને સેવે - એ રાગ

અરે દુઃખ શુ કહુ માત રે, શુણ્યે દિલ દુખસે તમારૂ રે ટેક
કુલીન કુટુબને શોધી દીધી મને, સુખ સારૂ સારે ઘેર,
સુખ તો ગયુ ક્યાય દુઃખઝાડ ઉગ્યા, ઉલટો થયો કુડો ફેર અરે દુઃખ૦ ૧
હુ જાણુતી જે હશે વર રૂડો, સારાનો સારો સુત,
રૂડી જોડી થવા રટણજ કીધા, પણ તે નીકળિયો કપૂત અરે દુખ૦ ૨
યોગ્ય થઈ વયે ત્યારે ગઇ હુ, હર્ષથી સસરાને ઘેર,
વેશ્યામા વડેલ વર હતો મારો તેની પ્રીછો કહુ પેર. અરે દુખ૦ ૩
વરબાર છાના વેચી ધન સોપ્યુ, ગણિકા વા'લીને હાથ,
દોષ છુપાવવા છાની તે નાઠી, નાઠો પાછળ મારો નાથ અરે દુખ૦ ૪
સસરા મારા શોધવાને ગયા'તા, નણુદી સાસુ હતા ઘેર,
ગઇ તેવી તેઓએ રાડ મચાવી, જાણે જૂનુ હોય વેર અરે દુખ૦ ૫
' પગલા નઠારાની વહૂ તો નિસાસણી, તેથી વળ્યુ સત્યાનાશ,
એવા બીજા અપવાદ મૂકી મને, બહુ ઉપજાવ્યો ત્રાસ અરે દુખ૦ ૬
સસરો ને સ્વામી આવ્યા ઘેર પાછા, તોપણ કકાસ તેમ,
ધાટ જુવો એવા કુલીનના વરનો, કુલીન કે'વા એવા કેમ? અરે દુખ૦ ૭
વરને કરી વા'લ મળવા ગઇ તો, દોણી પાડી મારી લાત,
- એક વાગી કાનના કાપ પર તે, જુવો તેની ગાલે ભાત અરે દુખ૦ ૮
કોણ માબાપની કોણ હુ કન્યા, કેવો મળ્યો મને કાન્ત !
- સસારના સુખ સાસરે શોધતા, કેવી રડી હુ એકાન્ત અરે દુખ૦ ૯
ખમા ખમા કે'વા માણસ સુજને, પિયરમાં સુખનો ન પાર,
ચોળીલી થઈ મૂર્ખ નાથ મળ્યેથી, રડવુ રહ્યુ ચોધાર, અરે દુખ૦૧૦

હુ અબળા મારૂ જોર શુ ઝાઝુ, દુ ખની મારી સૂતી દૂર,
ઉંઘી ત્યારે મારી ગાસડી બાધી, કોહોની મારી શી કસૂર  અરે દુ ખ૦૧૧
વગડાની વાડીના ઘરમા મૂકી મને, છૂટી તો પાસે ન કોય,
પાછળ એક પૂરવિયો પડ્યો તેણે પકડી પાડી, નાડી તોય  અરે દુ ખ૦૧૨
કા'ડી કટારી કે' મારૂંછું તુજને, મળતો આમા તુજ નાથ,
પણ છોડુ જો તું માન્ય કરે મારૂં, થઇ મારી રેહે મુજ સાથ  અરે દુ ખ૦૧૩
શૂણી વચન ભૂડુ ક્રોધ ચડ્યો મને, પણ મારૂ શુ ત્યા જોર,
લાજ લેવા ધસ્યો આવી અગે તેવો, પાછળથી થયો શોર  અરે દુ.ખ૦૧૪
મુજ સ્વામિ, સસરાને શોધવા કાજે, પ્રેર્યો હતો પથીરામ,
આવી અચાનક એણે અડાવ્યો, પણ તેથી કથળ્યુ કામ  અરે દુ ખ૦૧૫
મારામારીમા મરાયો તે જોઇ, હું પણ થઈ બેશુદ્ધ,
પર્વતપુરીનો રાજા આવ્યો ત્યા, તે પણ એવો અબુદ્ધ.  અરે દુ ખ૦૧૬
મારી પૂરવિયાને, પટરાણી કરવા, લઈ ચાલ્યો પોતાને પુર,
કેદ કરી મુને મેહેલમા જઇને, પાસે નદી ભરપૂર  અરે દુ ખ૦૧૭
જાળવવા લાજ જાતુ મૈં ધાર્યુ, પણ નાસવાનો ન ઠામ,
ઉંચી અગાશી ઉપરથી પડી હું લઈ નદીમા રામ નામ  અરે દુ ખ૦૧૮
હાથ ચડ્યુ લાકડુ પાણી પીતા, બાઝી, ભૂલી પછી ભાન,
ત્યાથી ગઇ ક્યા, કોણે મુને કા'ડી, તેની નથી શુદ્ધ સાન,  અરે દુ ખ૦૧૯
વર મારાની વા'લી વેશ્યાની બે'ની શુદ્ધિ આવ્યે જોઈ પાસ.
કર્મનો જોગ કેવો આવી બનિયો, ઉપજ્યો અતિ મને ત્રાસ  અરે દુ ખ૦૨૦
મારી કને કુડા કર્મ કરાવા, વેશ્યાનો હુતો વિચાર,।
સાભળીને હૈયાસુની થઇ હુ, આખ ચાલી આસુધાર  અરે દુ ખ૦૨૧
એકાત મેડીથી નાશી જવાને, મધરાત ગઇ જે વાર,
છોડી પલગની પાટી બાધીને નીકળી ચાલી પુર પાર  અરે દુ ખ૦૨૨
વિજળી ઝમકતા કોઈ પુરુષે, મૂકી મારી પૂઠે દોટ,
જાણ્યુ ઝલાઈશ તેથી ત્વરાથી, ચાલી ચૂકાવી હુ ચોટ  અરે દુ ખ૦૨૩
ગાજવીજ થાય વિવિધ પ્રકારે, તેમા અધારી રાત,
દોડી મરૂ, અખડાઈ પડું, જુવો, કાટા સોરાયાની ભાત.  અરે દુ ખ૦૨૪
ચાતા પ્રભાત ગઇ છેક થાકી, ઉજાગરે બળે નેન;
શીતળ ઝાડછાયા નીચે સૂતી, પણ ન પડે ચિત્ત ચે'ન.  અરે દુ ખ૦૨૫
થોડી વારે મારા નાથના મિત્રનો, આવ્યો કુભાન્ડી દાસ,
લાતો મારી મને ચોટલે ઝાલી, ઘસડી ગયો જ્યા ઘાસ.  અરે દુ ખ૦૨૬

વાસો છોનાયો ને લોહી વહ્યું પણ, તેને દયા નહિ ઉલ,
નાખી નીચે ગળુ ખુબ દબાવ્યુ, જીવ જવા નહિ ઢીલ. અરે દુ ખ૦૨૭
યોગે ઘશે આણ્યો અચરજ જેવો, હરિણ પૂઠે આવ્યો વાઘ,
બચવા કુભાન્ડી કૂદ્યો જેવો તેવો, વાઘે ઝાલ્યો લઈ લાગ અરે દુ ખ૦૨૮
ઘાસે ઢકાયલી હુ તો બચી, પછી ચાલી મૂકી ને દાગ,
પા'ડ પ્રૌઢા, નદી, નાળા, ગુફાઓ, ભયભિત ભાસે અપાર અરે દુ ખ૦૨૯
દુ:ખ વેઠી વેઠી વિપરીત થઇ, વળી બાકી રહી નાહે એક,
રૂપ ને રગ બધુ બદલાતા, માબાપ ભૂલ્યા છે અરે દુ ખ૦ ૩૦
ભરપૂર હુ જે ધણી ખરી વાતે, તેના થયા આવા હાલ,
બીજી બીચારી હશે બહુ દુખી, કોણ લે છે સભાળ અરે દુ ખ૦ ૩૧
સબળા પુરૂષ છે ને અબળા અમે તો, લો તો સભાળ લેવાય,
વેહેતી મૂકો દયા દૂર કરીને તો, કવા પરિણામ થાય અરે દુ ખ૦૩૨
દુ ખ બીજા ઘણા અમ અબળાને, ભાઇ બાપને ન જણાય,
છાના શેકાઇયે, દુખી બહુ થઇને, અમથી ઉપાય ન થાય અરે દુ ખ૦૩૩
સમભાવ રાખી વિચાર કરશેથી, તમને જણાશે સત્ય,
એહેનો પુત્રિયોના દુ ખ વિદારશો, તો તો મરાશે ન અરે દુ ખ૦૩૪
નાનપણે તમે પરણાવો પુત્રી કેહેવાતુ શોધો કુળ,
ગુણ કે અવગુણ કાઈ જુવો નહિ, તેમા મળે મેલું ... અરે દુ ખ૦૩૫
દશે દિશા ભણી દૃષ્ટિ કરછુ તો, દુ ખ દુ ખ દુ ખ દુ ખ,
આવા જીવતરથી તો મરણ ભલુ જ્યારે સ્વપ્ને ન મળવાનુ સુખ,
અરે દુ ખ શુ કહુ મારૂ રે મરવુ તો સૌથી સારૂ રે ૩૬

( તે વનવાસનમા થાકીને પડી જાય )

**પ્રભાવતી**—( તેની પાસે જઇને ) પ્રિયસખી, તુ હજી નિમળ થઇ ગઇ.

**લલિતા**—( ધારે રહીને ) સખી, મારાથી બન્યુ છે તે તમને બધાને મળવા અને આટલુ તમારી સર્વની આગળ કેહેવાને જ બાકી મ રામા હવે કશી શક્તિ રહી નથી, કાઇ જીવન રહ્યુ નથી. નારા કરી આપેલાં જીવનની સાથે મારૂ બધુ જીવન ગયુ. ( જુસ્સાથી ) અરે ! આ પ્રમાણે મારા જેવી હજારો અને લાખો લાચાર છોકરિયો દુ ખી હશે તેની દાઝ કોઈ દીલે લેતું નથી 'પશુ દીકરી ને ગાય જ્યા દોરે ત્યા જાય' અરે! આથી નિર્દોષ દીકરિયોના ત્રાસ લેનાર, પોતાના વરની ખોટી પ્રતિષ્ઠા વધારવાને માટે નામના કુલીન પણ રાક્ષસ, પાપી, ચડાલ, અને પતિત પતિયોને પર-

ગાળીને, ગરીબ અબળાઓને દુઃખમા નાખનાર પાપિયોના ઉપર બ્રહ્માડ તૂટી પડજો, અને જગતમા વર્ષાદ વરસવાને બદલે પરમેશ્વરના કોપનો વર્ષાદ તૂટી પડજો, ( અતિશય શોષિત થઇ જઇને ) કે તેમની બુદ્ધિ ઠેકાણે આવ્યેથી અમારી કકળતી આતરડીને વધારે કકળાવતા અટકી પડે, અરે! ઓ! અરેરે! ઓ! પ્રભુ! ખોળે લેજે ( મરણત થઈ ચિપપે છે )

**જીવરાજ**—અરેરે! આ શો ગજબ! ( રુએ )

**પ્રભાવતી**—દુઃખભડકાથી બળી જતો જીવ હવે ઉડી ગયો. ઓ સખી! તુ આવુ કહીને બળતરા કરાવાને શુ કરવાને આવી રે (રુએ.)

**કમળા**—( રડતા ) ઓ દીકરી! આ દુઃખડામ તો તે સજ્જડ બેસાડ્યો, ને તારા માબાપને દુઃખની ચિતામા બળતા નાખીને નાશી ગઇ રે દીકરી!

( બધા કલ્પાત કરેછે )

**પ્રભાવતી**—મારી છાતી ઘણી ભરાઇ આવેછે દુઃખના આવેશમા કાઇ બોલવાનુ મને મન થાયછે અરે પિતા અને માતાઓ, ભાઈ અને બેહેનો! તમારી સર્વેની આખો આંસુથી ભરાઈ ગઇ છે, તે ઉપરથી તમારો લલિતા ઉપરનો પ્રેમ જણાઇ આવેછે. તમારા સર્વેના મન હવણા ગળગળિત થયા છે, પણ આવા દુઃખ ઘણી અબળાઓ સહન કરે છે, અને તેનું કારણ તમારી અણસમજણ વિના બીજુ કાઇ નથી નઠારા ચાલતા આવેલા ચાલથી જે હાનિ અને દુઃખ થાયછે, તે જોવુ હોય તો આ મારી સખીને જુવો. મારા મનમા આપણી રીત ભાતનો ઘણો ધિક્કાર આવ્યો છે, માટે તમને કાઇ પણ કહ્યા વિના મારૂ હૃદય ઉકળતું હેઠે બેસશે નહિ. આવેશમા અયોગ્ય બોલાય તો ક્ષમા કરજો.

**કેટલીએક સ્ત્રિયો**—રે પ્રભાવતી! તમે સચ કોહોછો તમારે જે કેહેવુ હોય તે કોહો, કે, એકલપેટા પુરૂષોની આખો ઉઘડે.

**પ્રભાવતી**—( વક્ત્રાસન ઉપર ચડીને ) ( બિલાવર રાગ )

ધિક્ હિંદુ ભાઈ ધિક્ છે, ધિક્ કામ તમારૂ,
ખોટી તમારી રીતિથી, બાળો જીવતર અમારૂં ધિક્૦ ૧
જૂના ઋષિ તમે ક્યા ગયા, ઠામ ક્યા જઈ લીધા,
દેશ કાળ સહુ જોઇને, જેણે શાસ્ત્ર જ કીધા ધિક્૦ ૨
વશજ સારા નીપજ્યા, નામ સારા કા'આ!
પાણી શાસ્ત્ર પર ફેરવી, ઉંડા કૂપમા ગાઆ. ધિક્૦ ૩
આલસ્યમાં ઉધ્યા ઘણુ, નામ પૂર્વનુ બોળ્યુ;
નીચે બેશી ન તપાશિયુ, એકે પાનુ ન ખોળ્યુ. ધિક્૦ ૪

પોથા સહુ થોથા ગણ્યા, ડાચાને કીધા સાચા,
લક્ષણ સારા મૂકીને, અપલક્ષણ જાચ્યા. ધિક્૦ ૫
ભ્રષ્ટ થયા જેમ ભાઇઓ ! તેમ બુદ્ધિ બગડી,
એક ખોટાથી બીજું થયુ, એમ રીતિયો ગગડી. ધિક્૦ ૬
મરતા મનુષ્ય પર બેશીને, મસ મિષ્ટાન્ન ખાઓ,
કાયટા ખાઓ કુરના તેતો માલ વેચાવો. ધિક્૦ ૭
ત્યારે સારી બુદ્ધિ ક્યા થકી, સારી કરણી ક્યાથી ?
પાર ઉતરણી એવી તો ! જેવુ મડાણુ જ્યાથી ધિક્૦ ૮
અર્ધાંગના સ્ત્રી પુરૂષની, ભાગિયણ તે અર્ધી,
દાવો કશો તે નવ કરે, થાય નહિ તે પાવરધી ધિક્૦ ૯
માટે મૂર્ખ રાખો તેહને, વિદ્યા તો ન ભણાવો,
અજ્ઞાની છે એવુ દાખવી, છાતું કાંઈ ન જણાવો ધિક્૦ ૧૦
મૂર્ખી શંખણિયો નીપજે, કૂડા કૃત્ય કરનારી,
છોકરા તેના તેહવા, બુદ્ધિ ક્યા થકી સારી ! ધિક્૦ ૧૧
કોપશો મારા બોલથી, પણ હુ બળી બોલુ,
માનશો નહિ જો માહરૂ, ગણાશો તમે બોળું ધિક્૦ ૧૨
કુલીન કહો તમે કોણને, કાંઈ ભેદ વિચારો,
વિના વિચારે વાનરા ! ફાળથી બાળ મારો. ધિક્૦ ૧૩
વિદ્યા, તપ, ને ધનથકી, મૂળ કુળ બધાયા,
તે પછી ત્યારથી ચાલિયા, મૂળ તેણે સાધ્યા ધિક્૦ ૧૪
તે કુળના પછી વશમા, ત્રણ માનું ન એકે,
તોપણ તે કુળ જાણિયુ, જોવુ છે ન વિવેકે. ધિક્૦ ૧૫
કાપી, ઘશી, તાવી, ટીપીને, જેમ સોનું નરખો,
ગુણ, શીળ, કુળ, ને કર્મથી, જોડી કા નવ પરખો ? ધિક્૦ ૧૬
રીતિ ખરી તમે છોડીને, કેહેવાતા કુળ શોધો,
મૂઢમતિ વ્યસની જુવો, શાણીનો વર ગોધો ધિક્૦ ૧૭
આવા બિચારીને નવ મળે, સુખ સ્વપ્ને કહિથી ?
દુઃખે દિવસ તે પૂરા કરી, છૂટે છેવટ અહિથી. ધિક્૦ ૧૮
ફાસા ગળે ઘાલે કેટલી, કેટલી કૂવા પૂરે,
ઝેર ઘોળેછે કેટલી, કેટલી દુખે ઝૂરે. ધિક્૦ ૧૯
દયા બીજા પ્રાણી પર કરો, દિકરિયોને સીખાવો,
૯ અરેરે હત્યારા થતા તમે ! દયા કાંક તો લાવો. ધિક્૦ ૨૦

નાનપણે પરણાવવા, ક્યાંનું શાસ્ત્ર જ લાવ્યા,
સમતીના ધારા જૂના, એ તે કોણે ભુલાવ્યા ધિક્૦ ૨૧

થાઓ સગા તમે કૂશિયા, સ્નેહી થઈ પાસે આવે,
પૂર્વના વેરી પેઠે તમે, સત્યાનાશ વળાવો ધિક્૦ ૨૨

" કન્યા ને ગાય એ એક છે, એ તો દોરે ત્યાં જાય;"
કોપ કરાવો એવું કહી, કોહોની કેમ સે'વાય ! ધિક્૦ ૨૩

ક્રૂર ક્રિયા બીજા ને થકી, વળી દુષ્ટ ને પાપી;
આંખે જોઇ નિજ પુત્રીના, ગળા નાખો કાપી ધિક્૦ ૨૪

જોઇ પ્રત્યક્ષ એ ભાઇયો ! કૃત્ય કરના આવા,
સાન ન આણો શિઘ્ર તો દુઃખ કદિ નથી જાવા. ધિક્૦ ૨૫

કુળા કપાવ્યા ગળા ઘણા, તોય ક્યમ ન વિચારો;
મનન કરી મારા વીરા ! ચલાવો સારો ધારો. ધિક્૦ ૨૬

ચેતી લલિતાના ભોગથી, દુઃખ અબળાના બાળો,
નહિ તો પ્રભુજી દયા તજી, કોપ કરશે કાળો. ધિક્૦ ૨૭

( તે સોશિત થઈ બેશ પડે છે એટલે.)

બીજી સ્ત્રિયો— ( પરજિયો ગાય છે )

સતીનો કોપ શમાવજો, દેખી દુખિયો દેખાવ,
નહિ તો પીડાશો એના કોપથી, માટે કરવા નિભાવ સતીનો. ૧

બાળા બળી ગઈ બાપડી રે, એવી બળે બહુ નાર,
તેવીના દુ:ખ બધા કાપવા, લેજો મને નરનાર સતીનો ૨

ગુણે કુલીન ગણ્યા શાસ્ત્રમા રે, ગુણ ગુણથી ગુથાય;
હજારી ગુલાબ નવ ગુથશો, વાસ જુદા વશી જાય સતીનો. ૩

ગુણે રૂપે સારો શોભતો રે, મળતો આવે સ્વભાવ,
એવો શોધીને વર કા'ડતા, મળે દીકરીને લાવ. સતીનો. ૪

પાળી પોશી વા'લી દીકરી રે, નાખો દરિયા મોઝાર,
સુખ શોધી આપી શા કારણે, બાળો તેનો અવતાર. સતીનો ૫

રૂડી જોડી જોઇ કા'ડજો રે, જેથી રીઝે જગનાથ,
સુખી સૌ થાય સસારમાં, દેશે આશીષ અનાથ. સતીનો ૬

રૂડીને ભુડાશુ શુ બને રે, જુવો જગમાં ચોપાસ,
રૂડાને ભુંડી ન બઝાડશો, જેથી બને નિરાશ. સતીનો. ૭

ખેલમા દેખાડશે જે દાખસે રે, તેનો લઇ ઠીક સાર,
બાળકીના દુઃખ બધા બાળવા, યોગ્ય કરજો વિચાર     સતીનો. ८

( સર્વે જાયછે લલિતાને અગ્નિસંસ્કાર કરયો તે સ્થાને પછવાડેથી સ્મરણસ્તંભ કરાવી તેના નીચે પ્રમાણે લેખ કોતરાવ્યો )

## दोहरा

ललिता शुभ लक्षणवती, जगत्शेठनी बाळ,
हानिकारक चालथी, थयो तेतणो काळ     १
नानपणें परणावतां, निपजे शो परिणाम,
ते बतलावानें चण्यो, स्मरणस्तभ आ ठाम     २
कुलीन नामनो वर जुवे, कथळे केवु काम,
ते बतलावाने चण्यो, स्मरणस्तभ आ ठाम     ३
मळती जोड मळ्याविना, दिल रे' केवो डाम,
ते बतलावाने चण्यो, स्मरणस्तभ आ ठाम.     ४

સમાપ્ત.

